શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૫ ફેબ્રુઆરી-૨૦૧૩ અંક-૨
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં ઉજવાયો

## ભવ્યાતિભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવ

તારીખ : ૨૫ થી ૩૧ ડીસેમ્બર – ૨૦૧૨

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ ॥

**"ભગવાન ભજજો;**
**ભગવાન ભજવામાં**
**માલ છે."**

અખંડ ભગવદ્ પરાયણ
પૂજ્યપાદ જોગીસ્વામી
શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી

**ભારતીય સંસ્કૃતિના આધાર સમાન સદ્‌ગુરુઓ પ્રત્યે કૃતજ્ઞતા સભર વંદના.**

સમગ્ર વિશ્વમાં અને ભારતમાં અનેક ઉત્સવો-મહોત્સવોનું આયોજન થાય છે. પ્રત્યેક ઉત્સવમાં આનંદ સમાયેલો હોય છે, પરંતુ જ્યારે મોટો માનવ સમુદાય કોઈ એક જ ધ્યેયને લક્ષ્યમાં રાખીને સમર્પિતભાવે સેવા કરે, આહુતિ આપે, બલિદાન આપે એવા મહોત્સવ બહુ ભાગ્યે જ થતા જોવા મળે. સદ્‌ગુરુ વંદના મહોત્સવ આ અર્થમાં પૂજ્યપાદ જોગીસ્વામીનાં ૧૦૮ વર્ષને નિમિત્ત બનાવીને સમગ્ર ધર્મજગતનાં સદ્‌ગુરુ તત્ત્વને વંદના કરવાનો, સદ્‌ગુરુ પ્રત્યે કૃતજ્ઞતા અભિવ્યક્ત કરવાનો મહોત્સવ બની રહ્યો.

મુમુક્ષુઓનું અનોખુ ઘડતર કરનારા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી, ગુરુદેવના પડખામાં બેસીને સમગ્ર ગુરુકુલ પરિવારને માતૃવાત્સલ્યથી તરબોળ કરી દેનારા પરમપ્રેમી સંત પુરાણી સ્વામી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી અને જેમના અખંડ ભજનના પ્રતાપે સંત-હરિભક્ત-વિદ્યાર્થી કે દર્શનાર્થી પાવન થઈ જતા એવા જોગીસ્વામી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામીના પરમ કૃપાપાત્ર પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પરમ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ આ સદ્‌ગુરુ વંદના મહોત્સવને વિશ્વધર્મ સદેશ મહત્તા આપી છે.

આ હૃદયની વિશાળતા, ઉદારતા અને સૌ પ્રત્યે આદર-માનની લાગણીના બીજ ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણે શાસ્ત્રો, સંતો, આચાર્યો અને હરિભક્તોમાં રોપ્યા છે. તેથી આજે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ - છારોડી દ્વારા આ મહોત્સવના માધ્યમથી સર્વધર્મ સમભાવના સંદેશાઓ પ્રસારિત થયા, વૈશ્વિક ધર્મભાવના પ્રગટી ઉઠી છે.

પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ
શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

પ.પૂ. વાત્સલ્યમૂર્તિ પુરાણી
શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી

# અનુક્રમણિકા




-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

## ગુરુકુલ દર્શન

વર્ષ-૫ ફેબ્રુઆરી - ૨૦૧૩ અંક-૨

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી
શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

છુટક અંક : રૂા. ૫/-
પંચ વાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-
આજીવન લવાજમ(૨૫ વર્ષ): રૂા. ૭૦૦/-
વિદેશમાં આજીવન લવાજમ : $ ૧૧૦/-

લવાજમ અંગે પત્રવ્યવહાર


'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર,
અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

# અધ્યક્ષ સ્થાનેથી

વ્હાલા ભક્તજનો,

જય શ્રી સ્વામિનારાયણ......

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીના ૧૦૮ વર્ષના અનુસંધાને આયોજીત "સદ્‌ગુરુ વંદના મહોત્સવ" આટલો ભવ્ય અને દિવ્ય રીતે સફળતાપૂર્વક પૂર્ણ થશે, એની કલ્પના નહોતી !

ભગવાન શ્રીહરિ, ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી સ્વામી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી અને પૂજ્ય જોગી સ્વામી જેવા મહાન સદ્‌ગુરુઓની કૃપાથી જ આ મહોત્સવ સાંગોપાંગ સફળ થયો છે.

મહોત્સવમાં પગલે પગલે એમની દિવ્ય હાજરી અને કૃપાની અનુભૂતિ હજારો હરિભક્તો ભાઇ-બહેનોએ સાક્ષાત્ અનુભવી છે. ભારતવર્ષના શ્રેષ્ઠ ધર્માચાર્યોએ પધારીને મહોત્સવના મંચ ઉપરથી ધાર્મિક સમરસતાનો સંદેશ સમસ્ત ભારતવર્ષને આપ્યો છે.

પ્રેમ, કરુણા અને સત્યની મૂર્તિ સમા મહાન સદ્‌ગુરુઓને પ્રસન્ન કરવા માટે અનેકવિધ સેવાના પ્રકલ્પો હાથ ધરાયા છે. મહોત્સવના નાના મોટા પ્રત્યેક પ્રસંગ અદ્‌ભૂત અને દિવ્ય રહ્યા છે. આ મહોત્સવમાં ભાવિક ભક્તજનોએ તન, મન અને ધનથી સંપૂર્ણ સહયોગ આપેલો છે. મહોત્સવના આરંભથી માંડીને મહોત્સવ પૂર્ણ થયો ત્યાં સુધી વિવિધ વિભાગોમાં સ્વયંસેવક ભાઇ-બહેનોએ શ્રદ્ધા અને ઉત્સાહથી રાત્રિ-દિવસ જે સેવા આપી છે, તેનું શબ્દોથી મૂલ્યાંકન થઇ શકે એમ નથી.

આ મહોત્સવની સફળતાનો બધો યશ આ સર્વે તન, મન, ધનથી સહકાર આપનારા ભાઇ-બહેનોને ફાળે જાય છે.

ભગવાન શ્રીહરિએ વચનામૃતમાં કહ્યું છે કે, "અમે મોટા મોટા વિષ્ણુયાગ કરીએ છીએ તથા જન્માષ્ટમી અને એકાદશી આદિક વ્રતના વર્ષોવર્ષ ઉત્સવ કરીએ છીએ અને તેમાં બ્રહ્મચારી, સાધુ, સત્સંગીને ભેળા કરીએ છીએ. અને જો કોઈક પાપી જીવ હોય અને તેને પણ જો એમની અંતકાળે સ્મૃતિ થઈ આવે તો તેને ભગવાનનાં ધામની પ્રાપ્તિ થાય."

શ્રીહરિના આ આશીર્વાદને લક્ષમાં રાખીને મહોત્સવના દિવ્ય પ્રસંગોને આવરી લેતો ગુરુકુલ દર્શનનો આ વિશેષાંક પ્રસિદ્ધ થઈ રહ્યો છે. આશા છે કે, આ અંક મહોત્સવમાં પ્રત્યક્ષ લાભ નથી લઈ શક્યા, એવા ભક્તો માટે ઉત્સવની આછી ઝાંખી કરાવશે તેમજ જેમણે પ્રત્યક્ષ લાભ લીધો છે, તેમને મનન કરવામાં ઉપયોગી થશે.

- પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

# અહિંસયજ્ઞપ્રસ્તોતા

વહાલા ભક્તો, શ્રીજી મહારાજે વિષમ કળીકાળમાં પવિત્ર યજ્ઞોનો પ્રારંભ કર્યો છે. જે સમયમાં શક્તિપંથી વામમાર્ગીઓ હિંસામય યજ્ઞની પ્રેરણા રાજા-મહારાજાઓને આપતા અને અનેક પશુઓનો યજ્ઞના નામે બલિદાન દેવાતા એ સમયમાં સ્વામિનારાયણ ભગવાને પ્રગટ થઈને સાત્ત્વિક યજ્ઞો કરાવ્યા, એટલે શતાનંદસ્વામીએ સત્સંગી જીવનમાં શ્રીજીમહારાજને એવું બિરુદ આપ્યું કે 'અહિંસયજ્ઞોના પ્રવર્તક.' ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ પણ અવારનવાર જપયજ્ઞો કરાવતા અને તેના હોમરૂપે મહાવિષ્ણુયાગ પણ કરાવતા. આ આપણી યજ્ઞપરંપરામાં પૂજ્યપાદ જોગીસ્વામીનો અખંડ જપયજ્ઞ હંમેશા ચાલતો જ રહેતો.

એક સંત ખૂણે બેસીને શાંતચિત્તે શ્રીજીમહારાજને ધારીને સતત ભજન કરતા હોય તેની સૌથી મોટી અસર ગુરુકુલના પર્યાવરણમાં થતી હોય, એ જે અહીં ભજન-ધ્યાન કરવા બેસે તેને જ અનુભવાય. પૂજ્ય જોગીસ્વામીનું ભજન એ જ આવા મહામહોત્સવોની ભૂમિકા બની રહે છે. સદ્‌ગુરુ વંદના મહોત્સવ નિમિત્તે છેલ્લા બે વર્ષ દરમિયાન ગામડે ગામડે અને નગરોમાં જે ભાવિક ભક્તોએ અખંડ મંત્રલેખન, ધૂન વગેરે કરેલા તેના હોમ સ્વરૂપે આ મહોત્સવમાં એક મહાહરિયાગનું આયોજન થયું, જેની યજ્ઞશાળા જ અક્ષરધામ જેવી બની હતી.

આ યજ્ઞશાળાના નિર્માણમાં સદ્‌ગુરુઓની જ કૃપા ભરેલી હોય છે, તેથી આપણને સૌને સેવાનો અને યજ્ઞકાર્યમાં જોડાવાનો દિવ્યલાભ મળ્યો છે. શ્રીજી મહારાજે વચનામૃતમાં કહ્યું છે કે 'અખંડ જ્ઞાનયજ્ઞ કર્યા કરજો.' આવો અખંડ જ્ઞાનયજ્ઞ ગુરુકુલમાં પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પૂજ્ય પુરાણી સ્વામી હરિસ્વરૂપદાસજી કરાવી રહ્યા છે. સૌ ભક્તજનોએ આ કથાવાર્તારૂપી જ્ઞાનયજ્ઞનો દિવ્યાલાભ નિયમિત રીતે લેવો અને આપણો માનવ જન્મ સાર્થક કરવો.

- પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી

# મહોત્સવની મહત્તા

પ્રત્યેક માનવીને ઉત્સવ ગમે છે. ઉત્સવમાં આનંદ આવે છે. આપણા સંપ્રદાયની પરંપરામાં નિત્ય ઉત્સવની ભાવના ભરેલી છે. આ ઉત્સવોની દિવ્ય પરંપરામાં સદ્‌ગુરુ વંદના મહોત્સવ દ્વારા એક વિશિષ્ટ ભાત પડી છે. પૂજ્યપાદ જોગીસ્વામીના ૧૦૮ વર્ષ એ સીમાચિહ્ન બની રહ્યા અને ગુરુકુલ પરિવાર સહિત સમગ્ર ધર્મસમાજે આ મહોત્સવને પૂરા દિલથી માણ્યો છે.

મેં મારા જીવનમાં ગુરુકુલમાં વિદ્યાર્થી તરીકે પ્રવેશ પામીને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના સાનિધ્યમાં અનેક મહોત્સવોમાં સેવા કરીને આનંદ મેળવ્યો છે, અને સંતોના આશીર્વાદ પણ પ્રાપ્ત કર્યા છે. પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં સાધુ તરીકે સેવાઓ કરતા કરતા પણ નાના-મોટા ઉત્સવોમાં ભાગ લીધો છે, પરંતુ આજના સમય જેવી સાધન-સામગ્રી અને ટેકનોલોજીનો ઉપયોગ તે સમયમાં નહોતો, તેથી પૂજ્યપાદ જોગી સ્વામીના ૧૦૮ વર્ષ નિમિત્તે યોજાયેલ સદ્‌ગુરુ વંદના મહોત્સવ 'ન ભૂતો ન ભવિષ્યતિ' બની રહ્યો.

પૂજ્ય પુરાણી હરિસ્વરૂપસ્વામીની દિવ્ય કથાવાર્તાએ મહોત્સવને મહત્તાની મહોર મારી, અને અનેકવિધ કાર્યક્રમોમાં પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની વિશાળ અને ઉદાર ધર્મભાવના સૌને સ્પર્શી ગઈ. આપણા માટે તો આપણા સંપ્રદાયના વડા પરમ પૂજ્ય ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ આ મહોત્સવમાં પધાર્યા અને માત્ર મહોત્સવ માટે જ નહિ પરંતુ સમગ્ર ધર્મજગતમાં ઈતિહાસ રચી દીધો. આચાર્ય મહારાજશ્રીની કૃપાવર્ષા ભરી અમૃતવાણી આપણે ક્યારેય નહી ભૂલી શકીએ.

સદ્‌ગુરુ તત્ત્વની સમજ અને અનુભૂતિ જો થોડી પણ આપણને થાય તો મને લાગે છે કે આ સદ્‌ગુરુ વંદના મહોત્સવ ખરા અર્થમાં સદ્‌ગુરુઓને સાચી ભાવંજલિ આપી ગયો છે.

સદ્‌ગુરુ વંદના મહોત્સવને પુનઃ પુનઃ માણવાનું મન થતું હોય તો આપણા જી-વિજન દ્વારા તૈયાર થયેલી ડીવીડી ઘરમાં વસાવીને અવશ્ય નિત્ય ઉત્સવ માણજો.

- પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

# સદ્‌ગુરુઓનો
# મહાકુંભ સદ્‌ગુરુ વંદના મહોત્સવ

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના ઈતિહાસમાં અને સમગ્ર ધર્મજગતમાં જેની કાયમી તવારીખ બની રહેશે એવા સદ્‌ગુરુ વંદના મહોત્સવની જાહેરાત તારીખ ૨૦ માર્ચ ૨૦૧૧ના રોજ પૂજ્યપાદ જોગીસ્વામીના સાનિધ્યમાં કરવામાં આવી, ત્યારે કોઈને ખબર નહોતી કે પૂજ્યપાદ સ્વામીશ્રી ૧૦૭માં વર્ષે જ પોતાની જીવન લીલા સંકેલીને અક્ષરધામમાં બિરાજમાન થશે.

જેમણે આજીવન મંત્રજપ માળા ફેરવીને ભગવાન શ્રી સ્વામિનારાયણના સ્વરૂપનું જ ચિંતવન કર્યુ, જેઓ સ્વયં મહારાજમય બની ગયા એવા આપણા સૌના સ્રોત પૂજ્યપાદ જોગી સ્વામી તા. ૨૮ ઓગસ્ટ, ૨૦૧૧ ના રોજ અક્ષરવાસી થયા. પૂજ્ય જોગીસ્વામીના અક્ષરવાસ બાદ ગુરુકુલ પરિવારે 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' પૂજ્ય સ્વામીશ્રીની સ્મૃતિમાં યોજવાનું નક્કી કર્યુ. પૂજ્યપાદ સ્વામીને ભજન ખૂબ જ પ્રિય હતું. પોતે અખંડ ભજન કરતા અને જે જે સંતો-હરિભક્તો એમના યોગમાં આવતા તેમને હંમેશા ભજન કરવાની પ્રેરણા આપતા અને સદાય એક બ્રહ્મવાક્ય તેમના મુખમાંથી વહેતું રહેતું,

**"ભગવાન ભજજો, ભગવાન ભજવામાં જ માલ છે.''**

આ વચનને સાર્થક કરવા અને ભજન દ્વારા જ પૂજ્ય જોગી સ્વામી પ્રત્યેની પોતાની ભાવનાઓ અભિવ્યક્ત કરવા ભજન-સ્મરણના અનેક આયોજનનો થયા જેમા મંત્રલેખન, અખંડ ધૂન, પદયાત્રાઓ અને વંદુ-વચનામૃત-ભક્તચિંતામણીના અનુષ્ઠાન થયા.

પૂજ્યપાદ જોગી સ્વામીને સર્વશ્રેષ્ઠ શ્રધ્ધાજંલિ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ અર્પણ કરી. પૂજ્યપાદ જોગી સ્વામી આ પૃથ્વી ઉપર હતા ત્યારે પોતાની કલમ દ્વારા એમણે સદ્‌ગુરુ વંદનાનો પ્રારંભ કર્યો. સમગ્ર ગુરુપરંપરાને અભિવંદના કરતી "સદ્‌ગુરુ ગાથાઓ'' ગુરુકુલ દર્શનના માધ્યમથી પ્રગટ કરી. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીથી આરંભ કરીને સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામી, સદ્‌ગુરુ ધર્મસ્વરૂપદાસજી સ્વામી, સદ્‌ગુરુ પુરાણી ગોપીનાથદાસજી સ્વામી, સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી, સદ્‌ગુરુ મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી વગેરે સંતોના જીવન અને સેવાકાર્યની સરળ કથાઓને સતત સ્વહસ્તે કંડારી અને સદ્‌ગુરુ વંદના મહોત્સવ શરૂ થયો.

છેલ્લા બે વર્ષથી આ મહોત્સવના પડઘમ વાગી રહ્યા હતા. અમદાવાદ, સુરત, રાજકોટ, મુંબઈ, ભાવનગર જેવા નગરો અને

સૌરાષ્ટ્ર - ગુજરાતના વિવિધ ગામડાંના હરિભક્તોમાં આ મહોત્સવની ઉજવણી કરવાનો અનેરો ઉત્સાહ પ્રગટ થઈ રહ્યો હતો. લંડન, અમેરિકા, આફ્રિકા, આસ્ટ્રેલિયા જેવા દેશોમાં વસતા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ અને ગુરુકુલ સાથે જોડાયેલા હરિભક્તોમાં પણ આ સદ્‌ગુરુ વંદના મહોત્સવની મેઘવર્ષાની જેમ રાહ જોવાઈ રહી હતી. તન - મન - ધનથી સૌ હરિભક્તો પોતાનું સેવાસભર યોગદાન આપી રહ્યા હતા.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સંતમંડળ સાથે દેશ - વિદેશમાં સતત વિચરણ કરીને ભક્તજનોમાં સત્સંગપ્રચાર સાથે મહોત્સવનું આયોજન સમજાવી રહ્યા હતા. પરમ પૂજ્ય પુરાણી સ્વામી ભક્તિપ્રકાશદાસજી સ્વામી પણ પૂજ્યપાદ જોગીસ્વામી પ્રત્યે શ્રધ્ધા ભક્તિ અભિવ્યક્ત કરવા વિવિધ યજ્ઞોના અનુષ્ઠાન સાથે સત્સંગ વિચરણ કરતા રહેતા.

પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના અંતરમાં આ મહોત્સવ માત્ર એક ભવ્ય આયોજન જ નહી પરંતુ સમગ્ર સત્સંગમાં દિવ્યતાની સ્મરણિકા બની રહે એવો અહોભાવ રહેતો અને યુવાન સંતોને સતત માર્ગદર્શન અને પ્રેરણા પૂરી પાડતા, તેમજ ગુરુકુલના ભક્તજનોને તન - મન - ધનથી સમર્પિત થવા વહાલભરી ટકોર કરતા રહેતા.

પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રીહરિદાસજી સ્વામીએ રાજકોટ શહેર અને ગામડાઓમાં વિચરણ કરીને ગુરુકુલ પરિવારના હરિભક્તો અને ભૂતપૂર્વ વિદ્યાર્થીઓમાં સત્સંગ - કથાવાર્તા દ્વારા સંતજીવનની સુવાસ પ્રસરાવી.

"સદ્‌ગુરુ વંદના મહોત્સવ" કેવી રીતે ઉજવાશે તેની ઝલકનો અનુભવ કરતા માટે ગુંદાસરા તથા પારડી ગામના હરિભક્તો અને રાજકોટ સત્સંગ સમાજે ગુંદાસરા ખાતે પૂજ્યપાદ જોગીસ્વામીની અંગ્રેજી મહિના પ્રમાણેની જન્મ તારીખ ૯ મે ના અનુસંધાને સ્વામીજીને ભાવાજંલિ અર્પણ કરતો મહોત્સવ ઉજવ્યો.

એજ રીતે અમદાવાદ ખાતે બાપુનગર વિસ્તારના હરિભક્તો દ્વારા પૂજ્યપાદ જોગી સ્વામી પ્રત્યે શ્રદ્ધાંજલિ અર્પતો મહોત્સવ તા. ૨૧ થી ૨૫ એપ્રિલ દરમિયાન ખૂબજ ભક્તિભાવથી ઉજવાયો.

આ ઉપરાંત સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે સુરતમાં પધરામણીપર્વ, મુંબઈમાં વ્યાખ્યાનમાળા, લોનાવાલામાં શાકોત્સવ, રાજકોટ મંદિરમાં કથા, દહીંડા તથા વડોદરા ખાતે શ્રીમદ્ ભાગવત કથા, નાગપુરમાં ભાગવત કથા, બોપલમાં મંત્ર મહોત્સવ, બાપુનગરમાં ૧૦૮ ઘરે મંત્રલેખન વગેરે અનેક આયોજનો થયા. ઉપરાંત SGVP ના આંગણે ભવ્ય હિન્દુ ધર્મ આચાર્ય સભાનું આયોજન થયું જેમાં ભારતવર્ષના મહાન ધર્માચાર્યોએ ઉપસ્થિત રહી ગુરુકુલના પ્રાંગણને પાવન કર્યું.

ગુરુકુલ પરિવારના યુવાન સંતો માટે તો આ અનેરો મહોત્સવ બની રહેવાનો હતો. બધા યુવાન સંતો-પાર્ષદો અને સેવાભાવી હરિભક્તોના સહયોગ સાથે ૧૦૮ કુંડી વિશાળ યજ્ઞશાળાનો આરંભ કરાવ્યો અને સમગ્ર મહોત્સવમાં સૌથી પ્રથમ અને સૌ માટે દર્શનીય એવી વિશાળ અને દિવ્ય યજ્ઞશાળાની વૈવિધ્યપૂર્ણ તૈયારીઓ થવા લાગી. લાખો ભાવિકભક્તજનો સંતો - મહંતો અને મહાનુભાવોને આદર - સત્કાર સાથેની સુવ્યવસ્થાવાળી ભોજનશાળાનું દર્શન કરીને સૌ કોઈને આશ્ચર્ય સાથે આનંદ થતો અને સંતોની આયોજન શક્તિ પ્રત્યે અહોભાવ વ્યક્ત કરતા.

સૌ સંતો અને તેમની સાથેના સ્વયંસેવકોએ સમગ્ર મહોત્સવનું હાર્દ સમાન ''સદ્‌ગુરુ ધામ'' સભામંડપ સુશોભન અને સુવ્યવસ્થિત આયોજન એવી રીતે કર્યું કે જાણે SGVP કેમ્પસ એક અધ્યાત્મનગરી બની ગયું. એક આંતરરાષ્ટ્રીય સંસ્થા જ્યારે સમગ્ર વિશ્વને અધ્યાત્મનો સંદેશો આપે ત્યારે એની સજાવટ કેવી હોય તેનો અનુભવ આ ''સદ્‌ગુરુ ધામ''માં સૌને થવા લાગ્યો.

સદ્‌ગુરુ ધામમાં (સભા મંડપમાં) પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામીની ''સદ્‌ગુરુ ગાથા''ની કથાવાર્તા સમગ્ર મહોત્સવના પ્રાણ સમાન બની રહી. સદ્‌ગુરુ પ્રત્યેનું નિષ્ઠાપૂર્ણ સમર્પણ કેવું હોય અને સત્સંગી તરીકે શું સમજણ રાખવી જોઈએ એ બાબત જીવનમાં ધારવા માટે પૂજ્ય હરિસ્વરૂપ સ્વામીએ કરેલી સદ્‌ગુરુ વંદના મહોત્સવની કથાવાર્તા પ્રત્યેક હરિભક્તોએ સાંભળવી જ રહી.

ઉતારા, રસોડા વિભાગ, સ્વાગતકક્ષ, રાજોપચાર પૂજન, છપ્પનભોગ, શોભાયાત્રા, ગૌ પૂજન વગેરે અનેકવિધ આયોજનોમાં નાના - મોટા સંતોએ અને સ્વયંસેવકોએ ઉત્સાહપૂર્ણ સેવાઓ બજાવી.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની વિશાળ તથા વિશિષ્ટ દૃષ્ટિ અને પ્રેરણા અનુસાર સંપ્રદાયના સર્વે ધામના સંતો-મહંતોની પ્રત્યક્ષ મુલાકાત લઈને નિમંત્રણ પાઠવવામાં આવ્યા. તેની સાથે ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણના સિદ્ધાંતોનો ધર્મજગતમાં પ્રસાર થાય અને સમગ્ર વિશ્વને ધાર્મિક એકતા અને સુહૃદપણાનો સંદેશો મળે એવા ઉચ્ચ હેતુંથી વિવિધ ધર્મના આચાર્યો મહંતો અને સંત મહાનુભાવોને આ મહોત્સવમાં ભાવપૂર્ણ નિમંત્રણ પાઠવવામાં આવ્યું.

પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના આમંત્રણને માન આપીને સનાતન ધર્મના આચાર્યો, ઉપરાંત સર્વધર્મના સંતો - મહંતો, ધર્મગુરુઓએ સદ્‌ગુરુવંદના મહોત્સવમાં દર્શન અને આશીર્વચનનો દિવ્યલાભ આપ્યો ત્યારે મહોત્સવમાં ભાગ લઈ રહેલા સૌ ભાવિકોને એવો અનુભવ થયો કે જાણે સદ્‌ગુરુઓનો પૂજન - વંદન અને આશીર્વચનનો મહાકુંભ ભરાયો હોય!

આ મહોત્સવની ધર્મધ્વજા કહો કે સંપૂર્ણ સુવર્ણ કળશ ચડી ગયા હોય એવો દિવ્ય પ્રસંગ એટલે સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં શ્રી સ્વામિનારાયણ ભગવાન સંસ્થાપિત મૂળ વડતાલ ગાદી સંસ્થાન શ્રી લક્ષ્મીનારાયણદેવ પીઠાધિપતિ પરમ પૂજ્ય ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજની પધરામણી.

વડતાલ ટેમ્પલબોર્ડના સમગ્ર ટ્રસ્ટી મંડળ વતી ચેરમેન પ.પૂ. શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી અને સર્વે સંતોએ પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના વરદહસ્તે આ મહોત્સવના અધ્યક્ષ અને ગુરુકુલ પરિવારના ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને ગુરુકુલ પરિવારના માતૃવાત્સલ્યપૂર્ણ સંત પરમ પૂજ્ય પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી સહિત સર્વ સંતો અને પરિવારજનોને આશીર્વાદ અને અભિનંદનથી અભિષિક્ત કર્યા. આ દિવ્ય પ્રસંગ સમગ્ર સત્સંગમાં અને ગુરુકુલના ઈતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયો.

તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર ૨૦૧૨નું આ સપ્તાહ 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'નું દિવ્ય સપ્તાહ બની ગયું અને તેના પ્રત્યેક પ્રસંગોનું વર્ણન કરીએ તો મહાગ્રંથ બની જાય. 'ગુરુકુલ દર્શન' મેગેઝીન આ અલૌકિક મહોત્સવની સંક્ષિપ્ત નોંધ સાથે દિવ્ય પ્રસંગોની તસ્વીરો દ્વારા સદ્‌ગુરુઓ પ્રત્યે કૃતજ્ઞતા અભિવ્યક્ત કરવાનો નાનકડો પ્રયાસ કરે છે. જેમણે આ મહોત્સવમાં પધારીને તન-મન-ધનથી સેવાઓ કરી, કથાવાર્તા શ્રવણ કરી, વિવિધ કાર્યક્રમોમાં ઠાકોરજી સહિત સંતો-ભક્તોના દર્શનનો દિવ્ય લ્હાવો લીધો છે તેમના જીવન ધન્ય છે.

# મહોત્સવની પૂર્વ તૈયારી

## આંગણ ઉત્સવ સાગર છલક્યો
## આનંદ ઉર ન સમાયો...

મહોત્સવ નજીક આવતાની સાથે જ દરેક સંતો ભક્તોના અંતરમાં આનંદ છવાયો. ભગવાન શ્રીહરિ તથા સદ્‌ગુરુઓને રાજી કરવા સંતો અને હરિભક્તો દેહની પરવા કર્યા વગર રાત્રી-દિવસ સેવામાં જોડાયા. એ પૂર્વતૈયારીને લીધે ઉજવાયો ભવ્યાતીભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવ.

# હૃદય કુટીર ઉદ્‌ઘાટન

અખંડ ભગવદ્‌ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીના ઔર્ધ્વ દેહિક સંસ્કાર સ્થળે નવનિર્મિત ભવ્ય હૃદય કુટીરનું ઉદ્‌ઘાટન.

## પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

પશ્ચિમમાં કબ્રસ્તાનો હોય છે, જ્યારે ભારતમાં જાગતા જોગીઓની સમાધિઓ હોય છે. કબ્રસ્તાન અને સમાધિમાં એટલો ફેર છે કે સમાધિએ તમે માથુ ટેકો તો સામો જવાબ મળે.

ગુરુકુલ પરિવાર ગમે તેટલી સેવા કરે પણ જે ગુરુદેવનું ભજન, પુરાણી સ્વામીની સર્વોપરિ નિષ્ઠા અને જોગી સ્વામીનું અધ્યાત્મથી ભરેલું જીવન ન હોય તો તમામ સેવાઓ લુખીં લાગે.

## પૂજ્ય ભાઇશ્રી રમેશભાઇ ઓઝા

ભગવાનનું ભજન અને જીવનનું દરેક કર્મ હૃદયથી જ કરજો, કારણકે હૃદયની આ કુટિર પ્રેરણા-પ્રકાશ-પ્રેમની પૂંજી આપે છે. જોગીસ્વામીનું મૌન, પ્રેમ અને મુકવાત્સલ્ય મહાન હતું. આવી મહાન હસ્તિ આપણને છોડીને ક્યાંય જઇ ન શકે, તેઓ હૃદય કુટિરરૂપે સનાતન છે. આવા મહાપુરુષની હૃદય કુટિરના દર્શનથી હૃદય ખૂલે, ખીલે અને મહેકે એવી ભગવાન પાસે પ્રાર્થના છે. પૂજ્ય માધવપ્રિય સ્વામીનો પ્રેમ મને અહીં અવાર નવાર ખેંચી લાવે છે. આ મહોત્સવમાં પધારનાર સર્વના હૃદયરુપી કુટીરમાં શ્રીહરિનો વાસ થાય એવી પ્રાર્થના.

## પૂજ્ય શ્રી દેવપ્રસાદજી મહારાજ

કોઈ પણ સંતની જ્યારે આપણા ઉપર કૃપા થાય ત્યારે સમજવું કે ભગવાને મારા ઉપર કરૂણા કરી છે.

દુનિયામાં ગમે તેટલી સમૃદ્ધિ મળે પણ સંતના રાજીપાથી મોટી સમૃદ્ધિ આ દુનિયામાં કોઈ નથી.

પૂજ્ય જોગીસ્વામીનો પ્રભાવ એવો હતો કે મોટા મોટા માણસો દર્શનમાત્રથી આકર્ષાતા તેનો મને અનુભવ છે.

અહીં જે કાંઈ માહોલ જોઈ રહ્યા છો તે આ માધવપ્રિયદાસજી સ્વામી અને બાલકૃષ્ણદાસજી સ્વામીના તપનું ફળ છે.

હું અહીં આવું ત્યારે અહીંનો સંતોનો પ્રેમ અને હુફ મને ખૂબ આકર્ષે છે.

## પૂજ્ય સદ્‌ગુરુ શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી

આજે SGVP માં હૃદય કુટીર દ્વારા એવું કામ થઈ રહ્યું છે કે જેનાથી સદીયો સુધી અનેક લોકો પોતાના હૃદયને ઉજાળશે. પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી અને બાલસ્વામી આ બંને સંતોને જોઈએ છીએ ત્યારે એમ થાય કે પુજ્ય શાસ્ત્રીજી મહારાજે આપણને આ સંતોરુપી અણમોલ ભેટ આપી છે. વિનય અને વિવેક શીખવા હોય તો આ બંને સંતો સાથે બાર મહિના રહેવું પડે.

જે સંત સર્વોપરી ભગવાનની ઉપાસના કરે તેને પોતાનો મહિમા વધે તેવું કશું કરવું પડતું નથી, તેનો પૂજ્ય જોગી સ્વામી મોટાનાં મોટો પુરાવો છે. જ્યારે કોઈને પણ અંતરમાં વ્યથા હશે ત્યારે તે આ હૃદય કુટીરે આવી પ્રદક્ષિણા કરશે, તેના અંતરમાં અજવાળું થઈ જશે તેવો મને ભરોસો છે. આવા સંતનો જ્યાં નિવાસ હોય ત્યાં ભગવાનની અચુક હાજરી હોય છે.

## પૂજ્ય સદ્‌ગુરુ શ્રી નૌતમપ્રકાશદાસજી સ્વામી

સૌ પ્રથમ હું મારી જાતને ભાગ્યશાળી સમજુ છું કે આવા મહાન સંતની છત્રીના અનાવરણ પ્રસંગે આ બન્ને સંતોએ મને યાદ કર્યો, માટે આ બન્ને સંતોને હું કોટી વંદન કરું છું.

મારા જીવનમાં અનેક મહાન સંતોની છત્રીઓના દર્શન કર્યા છે, જેમકે ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, મુક્તાનંદ સ્વામી, શુકાનંદ સ્વામી, શાસ્ત્રી હરિજીવનદાસજી વગેરેના દર્શન કર્યા છે અને આજે એમાં પુજ્ય જોગી સ્વામીની છત્રીનો ઉમેરો થઈ રહ્યો છે, તે કાંઈ નવી વાત નથી બધુ પરંપરાગત જ છે. હરિકૃષ્ણ મહારાજના ચરણોમાં એટલી જ પ્રાર્થના કરું કે અહીં આવનારાનાં હૃદયમાં તમારો વાસ થાય.

# અખંડ ધૂન તથા મંત્રલેખન

ભગવાન શ્રીહરિ તથા અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીને રાજી કરવા મહોત્સવના પ્રારંભે અખંડ ધૂનનો આરંભ થયો. આ ધૂનમાં પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં ૧૦૮ કલાકની ધૂન કરનારા ૧૩૦ જેટલા ગામોના ભક્તજનોએ ઉત્સાહથી ૧૦૮ કલાકની ધૂન કરી. આ ધૂન ઉત્સવનું મુખ્ય અંગ બની રહી, જેમાં સંતો તથા હજારો ભક્તજનોએ ધૂન કરી શ્રીહરિ તથા સદ્‌ગુરુઓનો રાજીપો મેળવ્યો.

સતત છ દિવસ સુધી ચાલેલી અખંડ ધૂનનું સમાપન સભામંડપમાં ધામધૂમથી કરવામાં આવ્યું. મહોત્સવ ઉપક્રમે ૭૫ કરોડ ઉપરાંત લખાયેલ મંત્રલેખનની મંત્રપોથીઓનું પૂજન થયું અને તે ભજન ભગવાન શ્રીહરિના ચરણોમાં સમર્પિત થયું.

# આયુર્વેદ તથા ગૌસંરક્ષણ આધારિત પ્રદર્શન

આપણા ભારતવર્ષમાં આયુર્વેદનું મહત્વ શું હતું ? તથા તેનું મહાત્મ્ય કેટલું છે ? તેનું નિર્દેશ તથા વિવિધ ઔષધીઓનો પરિચય, વિવિધ દર્દોનું ઔષધીઓ દ્વારા નિદાન, વિવિધ શાકભાજીના ઉપયોગની પદ્ધતિ વગેરે વિષયોને આવરતુ વિશાળ પ્રદર્શન.

આ પ્રદર્શનની સાથે આયુર્વેદ આધારીત વિશાળ ઓડીટોરીયમમાં આયુર્વેદનો પરિચય આપતુ વીડીયો દર્શન તથા વ્યસન મુક્તિ આધારીત વીડીયો દર્શનનો પણ સમાવેશ થતો હતો. આ વીડીયો નિહાળી હજારો લોકોએ સંતો પાસે વ્યસન મુક્તિના નિયમો લીધા હતા.

આ ઉપરાંત મહોત્સવ દરમિયાન આયુર્વેદ આધારીત નેત્ર ચિકિત્સા, રક્તમોક્ષણ, અગ્નિકર્મ, દંત ચિકિત્સા, મર્મ ચિકિત્સા, ક્ષારસુત્ર ચિકિત્સા વગેરે ચિકિત્સાઓના કેમ્પ રાખવામાં આવ્યા હતા. જેમાં ૩૫૦૦ દર્દીઓએ સારવાર કરાવી વિનામુલ્યે દવા મેળવી હતી. આ ચિકિત્સાલયમાં ૨૦ નિષ્ણાંત વૈદ્યો તથા ૧૦૦ જેટલા આયુર્વેદના વિદ્યાર્થીઓએ પોતાની સેવા આપી હતી.

## 'વિસરાતા ક્રાંતિવીરો' પ્રદર્શન

ભારતની આઝાદી માટે પોતાના જીવનનું બલીદાન આપનારા ભારતના પનોતા પુત્રોનો પરિચય આપતુ 'વિસરાતા ક્રાંતિવીરો' નું વિશાળ પ્રદર્શન . જેમાં ઈ. સ. ૧૭૬૦ થી ૧૯૪૪ સુધીના ૧૦૦ થી વધુ શહીદોનો પરિચય આપવામાં આવ્યો હતો. મહોત્સવ દરમિયાન ૩૦,૦૦૦ થી વધુ ભક્તજનોએ આ પ્રદર્શનની મુલાકાત લીધી હતી.

# ભવ્ય અને દિવ્ય શોભાયાત્રા

સહજાનંદમ્ સંત નિવાસથી ભગવાન શ્રીહરિ તથા સદ્‌ગુરુ સંતોને સાથે લઈ હજારો હરિભક્તોની હાજરીમાં ભવ્ય શોભાયાત્રાનો પ્રારંભ થયો. આ શોભાયાત્રામાં હાથી, ઘોડા, રથો, બગીઓ, વિવિધ શણગારેલા ફ્લોટસ્ સાથે પોથી તથા જુવારા મસ્તકે ધારેલી બહેનો, નાચતા ગાતા ભાઈઓ ઉપર હેલીકોપ્ટર દ્વારા પુષ્પવૃષ્ટી થતી રહી અને વાજતે ગાજતે શોભાયાત્રા સભામંડપ પહોચી.

# ભવ્યાતિભવ્ય મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહ

મહોત્સવના આધ્યક્ષશ્રી તથા સદ્‌ગુરુ સંતો ઠાકોરજીની સાથે સભામંડપમાં પધાર્યા. મહોત્સવના પડઘમ વાગ્યા, ઉદ્‌ઘાટન નૃત્યના થનગનાટ અને વાદ્યસુરો સાથે દિશાઓ ગુંજી ઉઠી. શંખનાદ, ઢોલ, નગારા, શરણાઈના નાદો ગુંજ્યા અને મહોત્સવનો પ્રારંભ થયો.

## દીપ પ્રાગટ્ય

પૂજ્યપાદ જોગીસ્વામીની ૧૦૮ મી વર્ષગાંઠ પ્રસંગે ગગનમંડળમાં ઘૂમતા ૨૭ નક્ષત્રોને આધારે ૨૭ દિપ અને તેની ચાર ચાર જ્યોત એમ કુલ ૧૦૮ દીવડા વડે મહોત્સવના અધ્યક્ષશ્રી, ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો તથા યજમાનોના હસ્તે ભવ્યાતિભવ્ય દીપ પ્રાગટ્ય થયું.

# સદ્‌ગુરુ ગાથાના

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

ભગવાન શ્રી સ્વામિનારાયણ તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના 'સર્વજીવહિતાવહ' અને 'સદ્વિદ્યાપ્રવર્તન'ના સંદેશને પોતાનો જીવનમંત્ર બનાવી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સાતત્યપૂર્ણ સાધકની જેમ જાગૃત પ્રહરી બની સત્સંગની જ્યોત પ્રજ્વલિત રાખી છે. પૂજ્ય સ્વામીજી પાસે જ્ઞાનની પાંખ અને અનુભવની આંખ છે, જે માત્ર વર્તમાનને જ નહિ પરંતુ આવનારા સમયને સુપેરે જાઈ શકે છે. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી, પૂજ્યપાદ જોગીસ્વામી જેવા સદ્‌ગુરુઓની સત્સંગધારાનો જેમના હૃદયમાં ત્રીવેણી સંગમ રચાયો છે, તેવા પૂજ્ય સ્વામીજી પાસે એવી ભક્તિસંપદા છે કે જે એમની પાસે આવે એમને નવા નવા મોતી મળતા જ રહે.

અંતરના અતલ ઊંડાણથી સ્ફૂરતો પ્રત્યેક શબ્દ એમની વાણીમાં મંત્રરુપ ધરી પ્રગટ થાય છે. પૂજ્ય સ્વામીજી જેવા સારા ઉદ્‌ગાતા છે એવા જ ઉત્તમ સારસ્વત પણ છે. તેઓએ અમદાવાદ ખાતે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) જેવી આંતરરાષ્ટ્રીય ખ્યાતિપ્રાપ્ત સંસ્થાનું ભવ્ય સર્જન કર્યું છે અને સમગ્ર ગુરુકુલ પરિવારના ગુરપદે બિરાજમાન થઈ અનેક મુમુક્ષુઓનું પોષણ કરી રહ્યા છે.

સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં વક્તાપદે બિરાજમાન થઈ પૂજ્ય સ્વામીજીએ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તથા ગુણાતીત પરંપરાના સદ્‌ગુરુઓની ગાથાઓ અને મહિમાનું ગાન કરી સાધકને જાણપણારુપી દરવાજે ઉભા રાખી સાધનાને વેગવાન બનાવી.

પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી

સત્સંગ સાથે ગુજરાતી વાક્છટાના વૈભવનું એક નામ હવે પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી છે. ભગવાન શ્રી સ્વામિનારાયણની ગુણાતીત સંતપરંપરામાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીના કૃપાપાત્ર શિષ્ય તરીકે તેઓ સાધુજીવનના પ્રારંભથી અનેકવિધ સેવાઓ સાથે કથાવાર્તા કરતા રહ્યા છે. કોઈ દૃષ્ટાંત-રુપકને રજૂ કરતી વેળાએ વિષય ઉપરનો તેમનો આક્રમક ઘેરાવો અને વિવિધ રસમાં સંક્રાન્ત થયા કરતી નિર્મળ-નિખાલસ વાક્પટુતા શ્રોતાઓને સતત મુગ્ધતા અને આનંદ તરફ દોરી જાય છે. પૂજ્યપાદ જોગી સ્વામી જેવા સંતવર્યના આશીર્વાદથી વ્યાસપીઠને તેઓએ કદીપણ ગાંભીર્યની દીક્ષા આપી નથી, છતાં હાસ્યના ખીલતા કેસૂડાની વચ્ચે તેઓ જે કુશળતાથી અલખને આરાધવાનું સુમધુર ગુંજન કરે છે તે અજાણતા જ શ્રોતાઓના હૃદયને નૂતન ભક્તિસંસ્કારથી વિભૂષિત કરે છે.

સદ્‌ગુરુ વંદના મહોત્વમાં પૂજ્ય સ્વામીજીએ વ્યાસાસને બિરાજી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની વાતોને આધારે ‘ભક્તિનું વાવેતર’ વિષય ઉપર પોતાના મનનીય પ્રવચનો દ્વારા અંતરના ઉંડાણમાં રહેલા ભક્તિના બીજોને સંકોરી પ્રાણ પૂર્યા.

સમસ્ત ગુરુકુલ પરિવાર ઉપર અપરિમિત કૃપા વરસાવીને, આ મહોત્સવના આયોજનને કલ્યાણનો સુવર્ણ કળશ ચડાવવા શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિશ્વર પરમ પૂજ્ય ધર્મધુરંધર ૧૦૦૮ આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ-વડતાલથી સંતમંડળ સાથે પધાર્યા. આ પાવન અવસરે ગુરુકુલ પરિવારના તમામ સંતો-ભક્તોના હૈયા આનંદથી ઝૂમી ઉટ્યા.

મહોત્સવમાં પધારેલા બહેનોના વિશાળ સમુદાયને દર્શનનો લાભ આપવા અને મહોત્સવની શોભામાં અભિવૃદ્ધિ કરવા વડતાલથી અખંડ સૌ ભાગ્યવંતા લક્ષ્મીસ્વરૂપા પૂજ્ય ગાદીવાળા માતુશ્રી પણ સભામાં પધાર્યા.

ભગવાન શ્રી રામ, શ્યામ અને ઘનશ્યામ મહારાજના અભિષેક પ્રસંગે પરમ પૂજ્ય લાલજી મહારાજ શ્રી સૌરભપ્રસાદજી મહારાજે ઉપસ્થિત રહીને સૌને આશીર્વાદ પાઠવ્યા.

## પૂજ્ય મહારાજશ્રીના આશીર્વાદ

જોગીસ્વામીનું જીવન જેવું મહાન હતું એવોજ મહાન મહોત્સવ આપણે ઉજવી રહ્યા છીએ. નિસ્પૃહી સંત પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં આ મહોત્સવ ઉજવાઇ રહ્યો છે ત્યારે મને પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીનો આ અભિગમ ખૂબ ગમ્યો છે કે ન માત્ર જોગીસ્વામી પરંતુ પુરાએ સંપ્રદાયના સદ્ગુરુઓને સંભારીને આ મહોત્સવ ઉજવાઇ રહ્યો છે.

પૂજ્ય બાલકૃષ્ણ સ્વામીનું આમંત્રણ અમને વારંવાર મળતું રહેતું. તે સમયે અમે મનોમન સંકલ્પ કર્યો હતો કે અમારે જરુર એ મહોત્સવમાં પધારવું. આજે અમે સત્સંગ સમાજને કહેવા માંગીએ છીએ કે દસ દસ વર્ષથી અમે જે ગાદીએ વિરાજમાન થઇ સત્સંગના કાર્યો કરી રહ્યા છીએ એના પાયામાં જો મોટામાં મોટું કોઇનું યોગદાન હોય તો તે બાલકૃષ્ણ સ્વામીનું છે. સ્વામીનું આ ગાદી પ્રત્યેનું જે ઋણ તેનો સ્વીકાર કરીને એમને રાજી કરવા અમે અહીં આવ્યા છીએ. અમને બાલકૃષ્ણ સ્વામીનો નિખાલસ પ્રેમ અને નિર્માનીપણું ખૂબ ગમે છે.

પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ તો આખા વિશ્વમાં ફરીને હિન્દુ સંસ્કૃતિનો પ્રચાર પ્રસાર કર્યો છે. સંપ્રદાયના મૂળભૂત સિદ્ધાંતોને શાસ્ત્રીજી ખૂબ સ્પષ્ટ પણે રજુ કરે છે, તેથી અમને તેમના ઉપર ખૂબ હેત અને માન છે. આનું કારણ જો કોઇ હોય તો પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, પુરાણી સ્વામી, જોગી સ્વામી, હરિપ્રસાદ સ્વામી વગેરે સંતોનો પૂજ્ય શાસ્ત્રીજી ઉપરનો રાજીપો છે.

પૂજ્ય જોગીસ્વામીએ ગુરુકુલમાં રહી ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્યના ઉદયના જીવનભર જે સત્સંગના કાર્યો કર્યા છે તે અભિનંદનને પાત્ર છે. આવા મહાન સંતોની પરંપરાના આપણે વારસદાર છીએ ત્યારે આ સંતોને દ્રષ્ટીમાં રાખી, શ્રીજી સ્થાપિત દેવોમાં શ્રદ્ધા અને ભક્તિ રાખી આપણા જીવનને આગળ વધારતા રહીએ.

આ ગુરુકુલ પરિવાર દ્વારા આજે દેવ અને ગાદીની ખૂબજ સેવા થઇ રહી છે. અહીં બધી જ વસ્તુઓનું બેલેન્સ છે, કોઇ પણ વસ્તુ ઓવર નથી. મહિમાં ગવાય છે તે પણ માપમાં છે તેથી અમે ખૂબ રાજી છીએ. અમે આજે ભગવાનને પ્રાર્થના કરીએ છીએ કે ભગવાન શ્રી સ્વામિનારાયણની આવીને આવી કૃપા ગુરુકુલ પરિવાર ઉપર વરસતી રહે.

# મહાવિષ્ણુ યજ્ઞ

દશેરાના પાવન દિને યજ્ઞ સ્થળે સદ્‌ગુરુ વંદના મહોત્સવનું ધ્વજારોહણ થયું અને મહોત્સવના સેવા કાર્યો ચાલું થયા. પરમ પુજ્ય પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીના માર્ગદર્શન અનુસાર યજ્ઞશાળાની તાડામાર તૈયારીઓ થવા લાગી. બે મહીનાના સતત શ્રમસેવાના યોગદાનથી વાંસ, ઘાસ, કાથી, માટી, કાચી ઈંટો, ગોબર, વગેરે દ્વારા સંપૂર્ણ વૈદિક યજ્ઞશાળાનું નિર્માણ થયું.

કમળાકાર(શ્રીધર)અને ચતુષ્કોણ કુંડોની ગોઠવણી અદ્‌ભુત રીતે કરવામાં આવી. શ્રીમહાવિષ્ણુયાગના મંગલ પ્રારંભે 'અરણી મંથન' વિધિ દ્વારા અગ્નિનારાયણનું પ્રાગટ્ય કરવામાં આવ્યું. ત્રિદિવસીય શ્રી મહાવિષ્ણુયાગમાં યજમાનશ્રીઓ ઉપરાંત 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' નિમિત્તે સવિશેષ ભજન-અનુષ્ઠાન કરનારા ભક્તજનોએ ભગવાનને આહુતિ અર્પણ કરી.

શ્રી મહાવિષ્ણુયાગની પૂર્ણાહુતિ પ્રસંગે શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિશ્વર પ.પૂ.ધ.ધુ. ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે પધારીને સૌ યજમાનશ્રીઓને ધન્ય કર્યા હતા. આ મહાવિષ્ણુયાગના આચાર્ય પદે પૂજ્ય શાસ્ત્રી શ્રી વ્રજલાલભાઈ ત્રિવેદીએ બિરાજમાન થઈને સુંદર વૈદિક વિધિ કરાવ્યો હતો.

# ગૌ પૂજન

॥ गावो विश्वस्य मातरः ॥

પોતાના શરીરમાં ૩૩ કરોડ દેવતાઓને ધારણ કરીને સમસ્ત વિશ્વનું પલાન, પોષણ અને જતન કરનારી ગાય સમસ્ત વિશ્વની માતા છે. ગાયોનું ધાર્મિક દ્રષ્ટિએ જેટલું મહત્વ છે એટલું જ આરોગ્ય અને આર્થિક દ્રષ્ટીએ પણ મહત્વ છે. એસજીવીપી કેમ્પસમાં નિત્ય ૨૦૦ ઉપરાંત ગાયોની સેવા થાય છે. આ મહોત્સવ દરમ્યાન ૧૦૮ ગાયોનું શાસ્ત્રોક્ત વિધિ સભર ષોડશોપચાર પૂજન કરવામાં આવ્યું. જેમાં 'દર્શનમ્' સંસ્કૃત મહાવિદ્યાલયના વિદ્વાન પંડિતો તથા ઋષિકુમારોએ સુંદર વિધિ કરાવ્યો હતો. આ દિવ્ય પ્રસંગે સંતો-મહાનુભાવોએ પધારીને ગૌપુજનનો લાભ લીધો હતો.

## મહાભિષેક દર્શન

એસજીવીપીના પ્રાર્થના ભવનમાં બિરાજીને નિત્ય અમીવર્ષા કરનારા ભગવાન શ્રી ઘનશ્યામ મહારાજ, ભગવાન શ્રી સીતારામજી તથા ભગવાન શ્રી રાધાકૃષ્ણદેવનો મહાભિષેક કરવામાં આવ્યો હતો. જેમાં પંચામૃત, ચંદન, કેસરજળ, તીર્થજળ, વિવિધ ઔષધિ દ્રવ્યો, પુષ્પની પાંખડીઓ, સહસ્રજળધારા દ્વારા ભગવાનનો અભિષેક કરવામાં આવ્યો.

આ અલૌકિક પ્રસંગે પરમ પૂજ્ય લાલજી મહારાજ શ્રી સૌરભપ્રસાદજી મહારાજે પધારીને ઠાકોરજીનો અભિષેક કર્યો હતો. મહાભિષેક બાદ પુજ્ય લાલજી મહારાજે સૌ ભક્તોને મંગલ આશીર્વાદ પાઠવ્યા હતા.

# દિવ્ય છપ્પનભોગ

સદ્‌ગુરુ વંદના મહોત્સવના પંચમદિનના મંગલ પ્રભાતે ભગવાન શ્રી ઘનશ્યામ મહારાજ, શ્રી સીતારામજી તથા શ્રી રાધાકૃષ્ણદેવને છપ્પનભોગ ધરાવવામાં આવ્યો હતો.

પરમ પૂજ્ય શ્રી જોગી સ્વામીના ૧૦૮ વર્ષ પૂર્ણ થતા ઠાકોરજીને ૧૦૮ વાનગીઓનો છપ્પન ભોગ ધરાવવામાં આવ્યો. તેમાં પણ પ્રત્યેક વાનગી ૧૦૮ કિલોની બનાવવામાં આવતા છપ્પનભોગની ભવ્યતા અને દિવ્યતા અતિશય વધી ગઈ હતી.

આ દિવ્ય પ્રસંગે પરમ પૂજ્ય ૧૦૦૮ આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ-વડતાલ તથા પરમ પૂજ્ય શ્રી વલ્લભકુળભુષણ ગોસ્વામી શ્રી દ્વારકેશલાલજી મહારાજ-વડોદરાથી પધાર્યા હતા. બંને આચાર્ય મહારાજશ્રીઓ, સંપ્રદાયના આગેવાન સંતો તેમજ યજમાનશ્રીઓએ છપ્પનભોગની આરતી કરી હતી.

છપ્પનભોગમાં ધરાવવામાં આવેલી તમામ વાનગીનો થોડો જ પ્રસાદ ભક્તજનોને વિતરણ કરવામાં આવ્યો હતો. જેનો વિશેષ ભાગ ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સંકલ્પ અનુસાર અમદાવાદ, રાજકોટ, સુરત, ગાંધીનગર, ભૂજ, જૂનાગઢ વગેરે જીલ્લાઓમાં અંધ, અપંગ, બહેરા-મુંગા લોકો તથા અનાથાશ્રમમાં દશ હજારથી વધારે બાળકોને વહેંચવામાં આવ્યો હતો.

## દિવ્યતાસભર
# સદ્‌ગુરુ વંદના

આદિકાળથી માંડીને અત્યાર સુધી ભારતવર્ષની ચેતનાને ધબકતી રાખનારા ઋષિમુનિઓ, સંતો-મહંતો તથા મહાપુરૂષોની દિવ્યપરંપરાને વંદનાનો અવસર એટલે 'સદ્‌ગુરૂ વંદના' કાર્યક્રમ.

આઝાદીના સમયે ભારત વર્ષને નવી દિશા પ્રદાન કરનારા, સંપ્રદાયને શિક્ષણ સાથે સંસ્કાર અને સત્સંગનો નવો રાહ દર્શાવનારા ગુરુકુલ પરંપરાના સંસ્થાપક સદ્વિદ્યા સદ્ધર્મરક્ષક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી તથા પોતાના પ્રેમભીના સાનિધ્યમાં અનેક મુમુક્ષુઓને સહજાનંદી અમૃતપાન કરાવનારા વાત્સલ્યમૂર્તિ પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી તથા અખંડ ભગવદ્ પરાયણ પરમ પૂજ્ય જોગી સ્વામી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામીના શ્રીચરણોમાં વંદનાનો અવસર એટલે સદ્‌ગુરુ વંદના.

આ પાવન અવસરે ત્રણેય સદ્‌ગુરુ સંતોનું સવિશેષ પૂજન કરવામાં આવ્યું હતું. જેમાં ૧૦૮ ફૂટના વિવિધ પ્રકારના હાર વડે ધામધામથી પધારેલા સદ્‌ગુરુ સંતો તથા ભક્તજનોએ પૂજનનો લાભ લીધો. સદ્‌ગુરુ સંતોના પૂજનના અંતે સૌ સંતો તથા ભક્તજનો દ્વારા ઠાકોરજીની સમૂહ આરતી કરવામાં આવી, જેથી એક દર્શનીય દ્રશ્ય સર્જાયું હતું.

# ગુરુકુલ પરિવાર મંચ

તારીખ ૩૦ ડિસેમ્બરની રાત્રી સહુ ભક્તજનો માટે યાદગાર બની રહી. સ્નેહમિલનના સ્વરુપમાં એકત્રિત થયાલા સર્વ પરિવારજનોની ઉપસ્થિતિમાં ગુરુકુલના છત્રસમાન પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીનું સહું સંતો દ્વારા પૂજન કરવામાં આવ્યું. સમગ્ર મહોત્સવમાં રાત્રી-દિવસ સેવા કરનારા સંતોને સદ્‌ગુરુ સંતોએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

આ પવિત્ર અવસરે રાત્રી દિવસ સેવા કરનારા સ્વયંસેવકોની વચ્ચે જઈ સદ્‌ગુરુ સંતોએ રુડા આશીર્વાદ પાઠવ્યા તથા પ્રસન્નતા વ્યક્ત કરતા પ્રસાદનું વિતરણ કર્યું.

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સૌ સંતો-ભક્તોને અદ્‌ભૂત, અલૌકિક અને દિવ્ય અમૃતનું પાન કરાવતા થકા ગીત, સંગીત, નૃત્ય, કવ્વાલીના સથવારે આનંદ કરાવ્યો.

# ભવ્ય રાજોપચાર પૂજન

તારીખ ૨૯ ની રાત્રીને ભગવદ્દ્‌મય બનાવવામાં આવી. આજ રોજ અનંતકોટી બ્રહ્માંડના અધિપતિ પુરુષોત્તમનારાયણ ભગવાન શ્રી સ્વામિનારાયણનું રાજોપચાર પૂજન કરવામાં આવ્યું.

રાજોપચાર પૂજનના પ્રારંભે રાજાધિરાજ શ્રી હરિકૃષ્ણ મહારાજ છડી, છત્ર, ચામર, ડંકા, નિશાન સાથે સભા મંડપમાં ધામધુમપૂર્વક પધરાવવામાં આવ્યા હતા. સદ્‌ગુરુ સંતો, વિદ્વાન પંડિતો તથા ઋષિકુમારો દ્વારા પંચોપચાર પૂજન થયું. વેદ, શાસ્ત્રો, પુરાણોના ગાન થયા, સંગીત તથા નૃત્યો રજુ થયા. યજમાનો દ્વારા ભગવાનના ચરણોમાં અનેક પ્રકારની સામગ્રી અર્પણ કરવામાં આવી.

## રાત્રી કાર્યક્રમ

સદ્‌ગુરુ વંદના મહોત્સવની પ્રત્યેક રાત્રી અનેરા આનંદ, ઉત્સાહ અને ઉમંગથી પસાર થઈ હતી.

દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય, એસજીવીપી સ્કુલ તથા મેમનગર ગુરુકુલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના સાંસ્કૃતિક કાર્યક્રમે દ્વિતીય દિવસની રાત્રિ મધુર બનાવી હતી. જેમા ભારતીય સંસ્કૃતિ, રાષ્ટ્રભાવના, સંસ્કારીજીવન જેવા અનેકવિધ પાસાઓને સાંકળીને નૃત્યો, રાસ, રૂપકો તેમજ રંગારંગ કાર્યક્રમ દ્વારા સૌને આનંદમગ્ન કરી દીધા હતાં. આ રૂપકોને તૈયાર કરવામાં શ્રી જેરામભાઈ દુધાત્રા, અધ્યાપકો તથા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓએ ખુબ જ યોગદાન આપ્યું હતું.

તૃતીય દિનની રાત્રીનો આરંભ સંગીતની સુરાવલિ સાથે થયો હતો. SGVP કેમ્પસમાં ચાલી રહેલ ‘પ્રેમાનંદ મ્યુઝીક એકેડેમી’ ના ૧૦૮ ઉગતા સંગીતજ્ઞ કલાકારોએ અદ્‌ભૂત રજુઆત કરી હતી.

તથા વિશ્વ પ્રસિદ્ધ હાસ્ય કલાકાર અને ગુરુકુલના ગૌરવવંતા વિદ્યાર્થી શ્રી સાંઈરામ દવે દ્વારા ‘સદ્‌ગુરુ ચરિત્ર મહિમાગાન’ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. જેમાં તેઓશ્રીએ સૌને ખુબ જ આનંદ કરાવ્યો હતો અને પૂજ્ય શ્રી જોગી સ્વામી તથા ગુજરાતના અનેક મહાન સંતોના જીવન વર્ણન દ્વારા સદ્‌ગુરુ મહિમાગાન કર્યું હતું.

## વડતાલ દેશ તરફથી આશીર્વાદની અમીધારા...

પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીના માર્ગે ચાલીને સમસ્ત વિશ્વમાં ભગવાન સ્વામિનારાયણના દિવ્યસંદેશાઓને પ્રવર્તાવનારા પરમપૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીનું સમસ્ત વડતાલ ટેમ્પલબોર્ડ દ્વારા પૂજ્ય મહારાજશ્રીના હસ્તે આશીર્વાદની અમીધારા સાથે સન્માન કરવામાં આવ્યું. આ સન્માનની સાથે પૂજ્ય સદ્‌ગુરુ નૌતમપ્રકાશદાસજી સ્વામીએ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીને શ્રીજી મહારાજની પ્રસાદીનો બેરખો અર્પણ કરી વિશેષ પ્રસન્નતા વ્યક્ત કરી હતી. આ પ્રસંગે ગુરુકુલ પરિવાર વતી અમદાવાદ નિવાસી પરમ ભક્ત ભાઈલાલભાઈ દ્વારા પૂજ્ય મહારાજશ્રીને આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજની પ્રાતઃપૂજા અર્પણ કરી મહારાજશ્રીની પ્રસન્નતા મેળવી હતી.

# ''સન્માનપત્રમ્''

સર્વાવતારી ભગવાનશ્રી સ્વામિનારાયણના સર્વજીવહિતાવહ સંદેશને વૈશ્વિક ફલકપર પ્રસરાવતા સંપ્રદાયના મૂર્ધન્ય સાક્ષર સંતવર્ય એવં **''સદ્‌ગુરુ વંદના મહોત્સવ''**ના અધ્યક્ષ **પ.પૂ.સદ્. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી** અને **પ.પૂ.પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી** આદી સમગ્ર સંતપાર્ષદ મંડળને શબ્દ વંદના...

ઈષ્ટદેવ ભગવાનશ્રી સ્વામિનારાયણ અસંખ્ય આત્માઓના આત્યંતિક કલ્યાણ માટે ૫૦૦ પરમહંસો સહિત આ બ્રહ્માંડમાં પધાર્યા. મુમુક્ષુઓના યાવત્ચંદ્રદિવાકરૌ કલ્યાણ માટે વૃતાલયથી ભગવાનશ્રી હરિએ આજ્ઞા-ઉપાસનાનો ઉદ્ઘોષ કર્યો. સ્વહસ્તે ''સ્વસ્વરૂપ **શ્રી હરિકૃષ્ણ મહારાજ**''ની પ્રતિષ્ઠા કરીને ઉપાસનાનો માર્ગ બતાવ્યો. શિક્ષાપત્રીના આલેખનથી આજ્ઞા નિર્દેશ કર્યો. શ્રી હરિના સદ્‌વિદ્યા પ્રવર્તનના સંદેશને ચારેય દિશામાં જનમન સુધી પ્રસરાવવાનુ પ્રશસ્ત કાર્ય ગુણાતીત પરંપરાના બ્રહ્મનિષ્ઠ સંત અને પ્રાચીન ગુરુકુલ પરંપરાને આધુનિક યુગમા સુચારુ રીતે વિકસાવનાર અને વિસ્તારનાર **બ્રહ્મનિષ્ઠ સંતવર્ય પ.પૂ.સદ્.શા. શ્રી ધર્મજીવનદાસજી સ્વામી**એ સંપ્રદાયના સાચા અર્થમાં રાહબર બની શિક્ષણ અને ધર્મક્ષેત્રમાં વિશેષ પ્રદાન દ્વારા સમાજને નવી દિશા આપી.

પરમ પૂજ્ય શાસ્ત્રીજી મહારાજના આ અજોડ કાર્યને **અખંડ ભગવત્ પરાયણ પ.પૂ.જોગી સ્વામી**ના આશિર્વાદથી પ.પૂ.માધવપ્રિયદાસજી સ્વામી તથા પ.પૂ.બાલકૃષ્ણદાસજી સ્વામીએ વિશ્વના ફલક ઉપર પહોંચાડી માત્ર સંસ્થાને જ નહી સમગ્ર સંપ્રદાયને ગૌરવાન્વિત બનાવ્યો છે. ગુરુકુલ પરિવારના આ સેવાયજ્ઞમાં બ્રહ્મનિષ્ઠ યજ્ઞસ્વરૂપ એવા પૂજ્ય પુરાણી સ્વામીનો સહયોગ પણ નોંધપાત્ર છે.

આજે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડીને આંગણે સંપ્રદાયના મહાન સંત પૂજ્ય જોગી સ્વામીના ૧૦૮ વર્ષના ઉપલક્ષ્યમા આંતરરાષ્ટ્રીય સ્તરે ઉજવાઈ રહેલ સદ્‌ગુરુ વંદના મહોત્સવ, ગુરુકુલ પરિવારના હૃદયમાં અતલ ઉંડાણમાં રહેલ સત્પુરૂષ પ્રત્યેની ભક્તિ ભાવના પ્રગટ કરે છે.

ઈષ્ટનિષ્ઠા અને ગુરુનિષ્ઠાના બળ પર ગુરુકુલ પરિવારે ભવિષ્યની પેઢીઓને પ્રેરક એવા આ વિરાટ મહોત્સવનું આયોજન કર્યું છે. લાખો આત્માઓના અંતર ભક્તિથી તરબતર કર્યા છે ત્યારે શ્રી સ્વામિનારાયણ મંદિર-વડતાલ ટેમ્પલ બોર્ડના સર્વ સભ્યશ્રીઓ વૃતાલય પીઠાધીશ્વર **પ.પૂ.ધ.ધૂ.૧૦૦૮ આચાર્યશ્રી રાકેશપ્રસાદજી મહારાજ**ના શુભાશીર્વાદ સહ **પ.પૂ.સદ્. શાસ્ત્રી સ્વામી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી** અને **પ.પૂ.પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી** આદિ સમગ્ર સંતપાર્ષદ મંડળને આ શબ્દકુસુમાંજલિ સ્વરૂપ **''સન્માનપત્રમ્''** અર્પણ કરતા આનંદની લાગણી અનુભવીએ છીએ.

**લિ:**

**સદ્. શા.શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી**
**ગુરુ : સ.કો.શ્રી નંદકિશોરદાજી સ્વામી**
**ચેરમેન શ્રી -વડતાલ**

**સદ્.શા. શ્રી નીલકંઠચરણદાસજી સ્વામી**
**ગુરુ : સદ્. કો. શ્રી હરિજીનદાસજી સ્વામી**
**મુખ્ય કોઠારી -વરતાલ**

## શતાયુ સંત વંદના

અનેક સદ્ગુરુઓના શ્રીચરણોમાં વંદના કરીને ધન્ય થવાના આ અમુલખ અવસરે સંપ્રદાયના શતાયુ સંતોનું વિશેષ પૂજન કરવામાં આવ્યું હતું.

જેમાં પરમ પૂજ્ય સદ્ગુરુ શ્રી ધર્મસ્વરૂપદાસજી સ્વામી-ધોલેરા, પરમ પૂજ્ય ગવૈયા શ્રી ગોવિંદપ્રસાદદાસજી સ્વામી-જુનાગઢ તથા પરમ પાર્ષદ શ્રી રામસંગભગતનું વિશેષ પૂજન સંસ્થાવતી પૂજ્ય ગુરૂવર્ય શાસ્ત્રીશ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ કર્યું હતું.

## રક્તદાન કેમ્પ

મહોત્સવ દરમ્યાન રક્તદાન કેમ્પનું આયોજન થયું હતું. જેમાં ૧૩૦૦ વ્યક્તિએ રક્તદાન કરીને સમાજસેવામાં યોગદાન આપ્યું હતું.

# ઓડીટોરીયમ

સદ્‌ગુરુ વંદના મહોત્સવ મહોત્સવનું અનોખું નજરાણું ત્રણ ભવ્ય ઓડીટોરીયમ રહ્યા.

૧. ગુરુકુલ દર્શન (૩ ડી મુવી) પ્રાચીન સમયની ગુરુકુલ પરંપરાથી માંડી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ દ્વારા પ્રસ્થાપિત આધુનિક ગુરુકુલ પરંપરાની ઝાંખી કરાવતું ૩ ડી વીડીયો દર્શન.

૨. અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીના જીવનનું દર્શન કરાવતું ઓડીટોરીયમ.

૩. વ્યસન મુક્તિ આધારીત વીડીયો દર્શન. આ વીડીયો નિહાળી હજારો લોકોએ સંતો પાસે વ્યસન મુક્તિના નિયમો લીધા હતા. ૧,૦૦,૦૦૦ ઉપરાંત ભક્તજનોએ ઓડીટોરીયમમાં વિવિધ વીડીયો દર્શન કરી પોતાની પ્રસન્નતા વ્યક્ત કરી.

# સદ્‌ગુરુ સંતોનું સાનિધ્ય

મંદિરો, ગુરુકુલો અને સેવાના અનેકવિધ કેન્દ્રો દ્વાર ભગવાન શ્રી સ્વામિનારાયણના દિવ્ય સંદેશોઓને અનુસરીને સેવા કરનારા વિદ્વાન, બ્રહ્મનિષ્ઠ સંતોએ ભાવભર્યા નિમંત્રણથી મહોત્સવમાં પધારીને મહોત્સવના તમામ પ્રસંગોને દીપાવ્યા.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી**
**શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી**
**વડતાલ ટેમ્પલ બોર્ડ, ચેરમેનશ્રી**

પૂજ્યપાદ્ જોગીસ્વામી એ ન માત્ર ગુરુકુલના, ન માત્ર સ્વામિનારાયણ સંપ્રદાયના પરંતુ સારાયે સનાતન ધર્મના એક સદ્‌ગુરુ હતા. આ ''સદ્‌ગુરુ વંદના મહોત્સવ'' એ માત્ર ગુરુકુલનો ઉત્સવ નથી પરંતુ સનાતન ધર્મનો ઉત્સવ છે. હું કાલથી મહારાજશ્રીના મુખારવિંદ ઉપર ખુશી જોઇ રહ્યો છું. તેનું કોઇ કારણ હોય તો તે જોગીસ્વામીનું ભગવાન પરાયણ જીવન છે અને પૂજ્ય માધવપ્રિય સ્વામી અને પૂજ્ય બાલસ્વામીનો અત્યંત પ્રેમ છે. ગુરુકુલ પરિવાર વારંવાર આવા મહોત્સવો ઉજવતો રહે એવી મહારાજના ચરણોમાં પ્રાર્થના.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી**
**શ્રી નૌતમપ્રકાશદાસજી સ્વામી-વડતાલ**

''સદ્‌ગુરુ વંદના મહોત્સવ''ની આ દિવ્ય સભાનું જેને દર્શન થાય એના હૃદયમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનો ઉદય થાય એવો આ અદ્‌ભૂત મહોત્સવ આજે એસજીવીપીના આંગણે યોજાયો છે. મોટા સદ્‌ગુરુઓના આશીર્વાદથી જ આવા મહામહોત્સવ સંપન્ન થતા હોય છે. સદ્‌ગુરુ વંદના મહોત્સવના કારણે ફરી એકવાર ગુરુકુલમાં એક નવો પ્રાણ પુરાશે. ''સદ્‌ગુરુ વંદના મહોત્સવ''માંથી આપણે સૌ સદ્‌ગુરુઓના આશીર્વાદ લઈને જઈએ એવી ભગવાનના ચરણોમાં પ્રાર્થના...

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ**
**શ્રી જ્ઞાનજીવનદાસજી સ્વામી-કુંડળ**

પૂજ્ય જોગીસ્વામીને આજે સંભારતાની સાથે જ અંતરમાં ટાઢુ થઈ જાય છે. આજે આવા સંતો મળવા ખૂબ દુર્લભ છે. સ્વામીની જેમણે સેવા કરી છે, જેમણે સ્વામીને રાજી કર્યા છે તે આ લોક અને પરલોકમા જીતી ગયા છે.

આજે એસજીવીપીમાં જે કાંઇ જેખાય છે તે પૂજ્ય જોગીસ્વામીની કૃપાનું કારણ છે. આજે એસજીવીપી તીર્થ બન્યું છે.

અહીંના સંતો મોટા સ્તંભ જેવા છે. તેમના માથે ગમે તેટલા માળ લ્યો તો પણ તે ડગે તેવા નથી. આ સંતોનું જે નિર્માનીપણું છે તે ભલભલાને ભુલા પાડી દે તેવું છે. ભગવાન સિવાય ક્યાય જોવા ન મળે તેવા ગુણો આ સંતોમાં જોવા મળે છે.

આ સંતોમાંથી આ ગુણો શીખવા તે ખૂબ કઠણ વાત છે. આજે આ મહોત્સવ દ્વારા અનેક જીનોનું કલ્યાણ થયું છે. આપણે ભાગ્યશાળી છીએ કે આજે આપણને આ સંતોની સાથે રહેવા મળે છે. અહીં જે ભજન થાય છે તે ખૂબ મોટુ કાર્ય છે.

જોગીસ્વામીના સૌથી વધારે આશીર્વાદ જો કોઇના ઉપર હોય તો તે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી છે. આજે આ સંતોના હૃદયની વિશાળતા અને ઉદારતાને લીધે ભારતના ખૂણે ખૂણેથી સંતો મહંતો આવ્યા છે તે બહુ મોટુ કાર્ય છે. આવી વિશાળતા ભાગ્યે જ જોવા મળતી હોય છે.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી જ્ઞાનપ્રકાશદાસજી સ્વામી - ગાંધીનગર**

"સદ્‌ગુરુ વંદના મહોત્સવ" કલ્પનાતીત રીતે ભવ્યતાપૂર્વક ઉજવાય રહ્યો છે. આ ઉત્સવથી મને મનમાં બહુ જ આનંદ થાય છે. મને અનેક પ્રસંગે પૂજ્ય જોગી સ્વામીના દર્શન થયેલા છે. તૈલધારા જેવો અખંડ ભક્તિયોગ પૂજ્ય જોગી સ્વામીના જીવનમાં મેં જોયો છે. પૂજ્ય જોગી સ્વામીનું જીવન સૌને માટે આશીર્વાદરૂપ, માર્ગદર્શનરુપ અને કલ્યાણકારી હતું. આ "સદ્‌ગુરુ વંદના મહોત્સવ" પૂજ્ય જોગી સ્વામી પ્રત્યે પૂજ્યભાવને પ્રગટ કરવાનો ઉત્સવ છે. આ પ્રસંગે હું સદ્‌ગુરુ શ્રીજોગી સ્વામીના ચરણમાં વંદન કરું છું. પૂજ્ય શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સમગ્ર વિશ્વને પોતાના હૃદયમાં સમાવ્યું છે. આ ઉત્સવ દ્વારા પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીએ સમગ્ર વિશ્વને એક માળાની અંદર બેસાડ્યું હોય એવું દેખાય છે. વિશ્વબંધુત્વની ભાવનાથી પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીએ આ મહોત્સવને દીપાવ્યો છે. પૂજ્ય શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી અને પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી વ્યક્તિ બે પણ હૃદય એક છે.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી ભક્તિતનયદાસજી સ્વામી - મહુવા**

પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં આયોજીત આ મહોત્સવમાં આપણે સહુ ઉપસ્થિત રહ્યા છીએ ત્યારે હું એટલું જ કહીશ કે હું જોગીસ્વામીને જ્યારે જોતો ત્યારે ભગવાનમાં જ રમતા હોય એવું લાગતું. ભગવાન સ્વામિનારાયણની સાથે પૂજ્ય જોગી સ્વામીને જો સંભારવામાં આવે તો આપણું કલ્યાણ નિશ્ચિત છે, એવું માનવું.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી શ્રીહરિદાસજી સ્વામી - મેમનગર ગુરુકુલ**

પૂજ્યપાદ્ જોગીસ્વામી જેવા મહાપુરુષ ક્યારેક જ સંસારમાં આવતા હોય છે. જોગી સ્વામી પૈસાને અડતા નહોતા, ઓળખતા નહોતા છતાં લાખોના મંદિરો કર્યા છે. આવા ઉત્સવોના સત્કાર્યોમાં જેણે જેણે સેવા કરી તે ભગવાનના ચોપડે લખાય છે. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ શાસ્ત્રીજી મહારાજે પ્રવર્તાવેલા કાર્યોને વિસ્તાર્યા છે, એનો હેતુ એ જ છે કે, શ્રીજી મહારાજ અને જોગીસ્વામી જેવા મોટા સંતો આપણા ઉપર રાજી થાય.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ મોહનપ્રસાદદાસજી સ્વામી - પીપલાણા**

પૂજ્ય સ્વામીનું જીવન ભગવત પરાયણ હતું. મહારાજે વચનામૃતમાં કહ્યું છે કે દેહના સંબંધીમાં હેત છે તેવું હેત આવા સંતની સાથે કરે તો જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થઈ જાય. સત્પુરુષને વિષે જેટલી પ્રિતિ તેટલી ભગવાનમાં નિષ્ઠા બંધાય. આજે પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સંતોએ ખૂબ દાખડો કરીને આ સત્સંગને ફેલાવ્યો છે. સદ્‌ગુરુઓના આશીર્વાદ આ સંતો ઉપર અખંડ વર્‌ષા કરે એવી શ્રીહરિના ચરણોમાં પ્રાર્થના.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી મોહનપ્રસાદદાસજી સ્વામી- ધોરાજી**

મહારાજે પહેલા વચનામૃતમાં સૌથી કઠણ સાધન ભગવાનની મૂર્તિને હૃદયમાં અખંડ ધારવી તેને કહ્યું છે. પૂજ્ય જોગીસ્વામીએ મહારાજે કહેલું આ કઠણ સાધન સિદ્ધ કર્યું હતું. જોગીસ્વામીએ અનેક ભક્તના કષ્ટોને દૂર કરી ભગવાનની મૂર્તિને ચિંતામણી કહી છે તે વચનને સ્વામીએ સત્ય કરી બતાવ્યું. પૂજ્ય જોગીસ્વામીની સાથે રહી થોડી ઘણી સેવા કરવાનો મને લ્હાવો મળ્યો છે તેથી હું મારી જાતને ધન્ય માનુ છું. અહીંના સંતોએ સ્વામીની સેવા કરીને સ્વામીનો ખૂબ રાજીપો મેળવ્યો છે.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ભક્તિજીવનદાસજી સ્વામી-હરિયાળા**

પૂજ્યપાદ્ જોગીસ્વામી એક અદ્‌ભૂત સંત હતા. જોગીસ્વામી એવા સંત હતા કે, જેણે અનેક લોકોને અક્ષરધામના મુક્તો બનાવ્યા. શાસ્ત્રી સ્વામી માધવપ્રિયદાસજી અને પુરાણી સ્વામી બાલકૃષ્ણદાસજી બંનેને ધન્ય છે કે, હજારો સંતો-ભક્તોને આ ઉત્સવનો લાભ આપ્યો. આપણે બધા જોગીસ્વામીને લીધે ખેંચાઈને આવ્યા છીએ. આજે આ ઉત્સવનો માહોલ જ સાક્ષી પુરે છે કે, જોગીસ્વામી કેટલા મહાન હશે. આ "સદ્‌ગુરુ વંદના મહોત્સવ"માં ભગવાનને પ્રાર્થના કરીએ કે, જોગીસ્વામી જેવા ગુણ આપણામાં આવે.

### પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી રામકૃષ્ણદાસજી સ્વામી - ધાંગધ્રા

આજે સારાએ વિશ્વમાં આ સદ્‌ગુરુ વંદના મહોત્સવ ભક્તિની સુગંધ પ્રસારી રહ્યો છે. તેનું જો કોઈ કારણ હોય તો તે શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય જોગીસ્વામી તથા પુજ્ય પુરાણી સ્વામીની સાધના અને તપશ્ચર્યા છે. પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ આ સંતોના લક્ષ્યને લક્ષ્યમાં રાખીને આવો મોટો મહોત્સવ કર્યો છે. સર્વ જગતના કલ્યાણના હેતુ માટે આ સંતોએ કડવા ઝેરના ઘૂટડા ઉતારી જગતને અમૃત પાયુ છે ત્યારે આવા સંતોને લાખ લાખ વંદન છે. આ સંતો સાથે જોડાયેલા સમાજને વિનંતી છે કે સંતોના વચને ટૂક ટૂક થઈ જજો. આ સંતો તરફથી અમને જે હૂંફ મળે છે તે કદી વિસારી શકાય એમ નથી.

### પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી - ફરેણી

સદ્‌ગુરુનું સૌથી મોટુ લક્ષણ એ છે કે તેમણે જે કાર્ય કર્યા હોય તે કાર્યો તેના ગયા પછી પણ ચાલું રહે છે. પૂજ્ય જોગીસ્વામીએ આખી જીંદગી ભજન કર્યું છે ત્યારે આજે અહીં જે ભજન થઈ રહ્યું છે તે તેનો પુરાવો છે. સદ્‌ગુરુનું જીવન જુવો તો સાક્ષાત શિક્ષાપત્રી હોય. તે જે બોલે તે શિક્ષાપત્રી હોય. જેને આવા સંતો મળે તેના ખૂબ મોટા ભાગ્ય છે. આજે આપણે ધન્યભાગી થયા છીએ કે સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં આપણને ઉપસ્થિત રહેવા મળ્યું છે. આજે જેણે જેણે આ મહોત્સવમાં તન, મન અને ધનથી સેવા કરી છે તે સર્વે ધન્ય થયા છે.

### પરમ પૂજ્ય સદ્‌ગુરુ પ્રેમસ્વરુપદાસજી સ્વામી - વઢવાણ

આજે આપણે જે કાંઈ છીએ તે આવા પૂજ્ય જોગીસ્વામી જેવા સદ્‌ગુરુઓની કૃપાથી છીએ. આજે પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સદ્‌ગુરુ વંદનાનું જે આયોજન કર્યું છે તે અદ્‌ભૂત છે. જો આવા આયોજનો ન થાય તો સદ્‌ગુરુ તત્વ શું છે તે કોઈને ખબર ન પડે. પૂજ્ય જોગીસ્વામી અને શાસ્ત્રીજી મહારાજ તથા આ સંતોની સાથે વર્ષોથી નાતો રહ્યો છે. આવા આયોજનો કરનાર સંતો ઉપર શ્રીહરિ ખૂબ પ્રસન્ન થાય તેવી ભગવાનના ચરણોમાં પ્રાર્થના.

### પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી ભક્તિસંભવદાસજી સ્વામી - જેતપુર

પૂજ્ય જોગીસ્વામી ઘણા વર્ષો સુધી જેતપુરમાં રહ્યાં છે. આ સંતો સાથે અમારે વર્ષો જૂનો નાતો છે. પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી અને પૂજ્ય બાલસ્વામીએ અમને ઘણો ઉત્સાહ, બળ અને પ્રેરણા આપ્યા છે. પૂજ્ય જોગીસ્વામીની પાસે મે પણ વચનામૃત વાંચ્યા છે તેથી મારી જાતને ધન્યભાગી માનું છું. પૂજ્ય જોગીસ્વામીનું જીવન સહુના માટે પ્રેરણાદાયી હતું. આજે મહોત્સવ આટલી સફળતા મેળવી રહ્યો છે તેનું કારણ પૂજ્ય જોગીસ્વામીનું જીવન છે. પૂજ્ય સ્વામીનો આ વારસો આજે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા બાલસ્વામી નિભાવી રહ્યા છે.

### પરમ પૂજ્ય ગવૈયા શ્રી ચૈતન્યદાસજી સ્વામી - મુંબઇ

આજ આ મહોત્સવમાં આપ સમક્ષ બ્રહ્માનંદ સ્વામીનું 'નારદ મેરે સંત સે અધીક ન કોઈ' પદનું શ્રવણ કરાવી હું અત્યંત આનંદ અનુભવું છું. આવા રુડા અવસરે મને અહીં આવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયુ તે બદલ સૌ સંતોનો હું આભાર માનું છું.

### પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી નિર્લેપજીવનદાસજી સ્વામી - બોરસદ

આજે સ્વામિનારાયણ સંપ્રદાયમાં પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી એવા સંત છે જે આજના ટેકનીકલયુગમાં વૈશ્વિક વિકાસની સાથે સ્વામિનારાયણ સંપ્રદાયની વૈશ્વિક વાતોને, સ્વામિનારાયણ ભગવાનના સિદ્ધાંતોને વિશ્વમાં ફેલાવી રહ્યા છે, એની શક્તિ ભગવાને સ્વામીને ખૂબ સારી આપેલી છે. ગુરુકુલની સ્થાપના થયા પછી ગુરુકુલના સર્વજીવહિતાવહ સંદેશને આખા વિશ્વમાં ફેલાવી સ્વામિનારાયણ સંપ્રદાયની મોટામાંમોટી સેવા શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ કરી છે. આ વાત મે અનેક સંતોના મુખેથી સાંભળી છે. પૂજ્ય સ્વામી અમારા નાના સંતોના આદર્શ છે. પૂજ્ય બાલસ્વામી તો અમારા સંતોના માતા સમાન છે.

**પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી આનંદસ્વરુપસ્વામી**

ભગવાન સ્વામિનારાયણની કૃપાથી આજે સદ્‌ગુરુ વંદના મહોત્સવ સફળતા મેળવી રહ્યો છે. સ્વામિનારાયણ ગુરુકુલે આજે ભગવાન સ્વામિનારાયણના સિદ્ધાંતોને જગત સમક્ષ મુક્યા છે. આજે આ સંતોનું વર્તન અને એમની પાસે તૈયાર થયેલ વિદ્યાર્થીઓનું વર્તન સહુને પ્રેરણા આપી છે. આજે આ મહોત્સવમાં આ સંતોની વિશાળતા પ્રગટ થાય છે.

**પરમ પુજ્ય શાસ્ત્રી શ્રી શુકદેવપ્રસાદદાસજી સ્વામી - નાર**

આ ''સદ્‌ગુરુ વંદના મહોત્સવ'' દ્વારા સમાજ ઉત્થાનના બહુ મોટા અને મહાન કાર્યો થઈ રહ્યા છે, અને વૈચારિક ક્રાંતિની ઉદ્‌ઘોષણા થઈ રહી છે. ગુરુકુલ પરંપરા દ્વારા સત્સંગની સાથે સાથે સંપ્રદાય અને સમાજ ઉત્થાનના મહાન કાર્યો થયા છે. પૂજ્યપાદ જોગી સ્વામી દ્વારા તો અનંતનુ કલ્યાણ થયું છે. હવે આપણે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી પ્રત્યે મન, કર્મ અને વચને કરીને જોડાવાનું છે.

## મહાવિષ્ણુયાગ તથા ચાર વેદ પારાયણ

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજિત સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે સંસ્થાના સન્નિષ્ઠ સેવક પ. ભ શ્રી રવિભાઈ ત્રિવેદી તથા શ્રીમતિ અંજલીબેન ત્રિવેદી દ્વારા એક વર્ષનું વિષ્ણુસહસ્ત્રના પાઠનું અનુષ્ઠાન કરવામાં આવ્યું હતું. આ અનુષ્ઠાનની પૂર્ણાહુતી પ્રસંગે દક્ષીણ ભારતના વિદ્વાન પંડીતો દ્વારા ચાર વેદની પારાયણ તથા સપ્ત દિનાત્મક મહાવિષ્ણુયાગનું આયોજન કરવામાં આવ્યું હતું. મહોત્સવની ભવ્ય યજ્ઞશાળામાં યોજાયેલ આ યજ્ઞમાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલય તથા સોલા ભાગવત વિદ્યાપીઠના ઋષિકુમારો, ગુરુજનો તથા સંતોએ ઉપસ્થિત રહી આહુતીઓ આપી હતી.

અનુષ્ઠાન તથા યજ્ઞની પૂર્ણાહુતીમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પરમ પૂજ્ય પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા સંતોએ ઉપસ્થિત રહી યજમાનશ્રી રવિભાઈને શુભાશીર્વાદ પાઠવ્યા હતા તથા તેમના દીર્ઘાયુષ્ય માટે ભગવાનને પ્રાર્થના કરી હતી. આ પ્રસંગે યજમાન દંપતીએ સહુ ઋષિકુમારો તથા ગુરુજનોનું પૂજન કરી આશીર્વાદ મેળવ્યા હતા.

ભારતીય સંસ્કૃતિની દિવ્ય સુગંધ વિશ્વમાં પ્રસરાવનારા પરમ પૂજ્ય શ્રી જોગી સ્વામી પ્રત્યે દિવ્યભાવ ધરાવનાર અનેક મહાપુરુષો પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના પ્રેમભર્યા નિમંત્રણથી 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'માં પધાર્યા અને આશીર્વચન દ્વારા સૌને ધન્ય કર્યા.

**પરમ પૂજ્ય મોરારીબાપુ :** આ પ્રસંગે મારી પહેલી પ્રસન્નતા એ વ્યક્ત કરુ કે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીએ આ સદ્‌ગુરુ વંદના મહોત્સવને માત્ર એક વ્યક્તિ કેન્દ્રીત ન રાખતા વિશ્વના તમામ સંતોને સાથે રાખ્યા છે, માટે સ્વામીજીને મારા પ્રણામ. આ જગતમાં દરેક સદ્‌ગુરુઓના શરીર જૂદા હોય છે પરંતુ ચરણો તો બેજ હોય છે, આવી સમજણ સાથે સ્વામીજીએ જ્યારે આ પ્રસંગને વિશાળતા બક્ષી છે તેથી હુ રાજી છું અને આહી વારંવાર આવવાનું મન થાય છે. આજે વિશ્વને નહીં આ આખા ગ્રહને આવી વિશાળતા તથા ઔદાર્યની ખૂબ જરુર છે. જો મનની સંકુચિતતા દૂર થશે તો પર્યાવરણના ઘણા પ્રશ્નો હલ થઈ જશે. સદ્‌ગુરુ કોઈ પણ વેશમાં હોય શકે. સદ્‌ગુરુની ઓળખ ત્રણ લક્ષણોથી થઈ શકે. એક તો જેમા દુર્વાદ ન હોય, બીજુ જેમાં અપવાદ ન હોય અને ત્રીજુ આખા જગતમાં કોઈની સાથે વિવાદ ન હોય તે સાચા સદ્‌ગુરુ છે. વચન વિવેક, આસન વિવેક, વર્તન વિવેક, ચલન વિવેક હોય તે સાચા સદ્‌ગુરુ છે.

અહીં આપ સર્વે આટલા દિવસોથી આ સદ્‌ગુરુઓના સંવાદો આટલી શાંતિ અને વિવેકથી સાંભળી રહ્યા છો તે જોઈને એમ થાય છે કે અહીં પૂજ્ય જોગીસ્વામીનો મૌન સંવાદ કામ કરે છે. અહીં ગરીબોને મફત શિક્ષા અપાય છે, યુવાનોને સારી રીતે તૈયાર કરવામાં આવે છે તથા સંસ્કૃતનું સારુ એવું રક્ષણ થાય છે તેથી ખૂબ આનંદ થાય છે.

**પરમ પૂજ્ય રામદેવજી મહારાજ - હરિદ્વાર :** પરમ પૂજ્ય દર્શનીય, મહાતપસ્વી, અખંડ ભજન પરાયણ જોગીસ્વામીના ૧૦૮ માં વર્ષના જન્મદિન પ્રસંગે આયોજીત આધ્યાત્મિક, દિવ્ય અને સંસ્કાર યુકત ઉત્સવમાં ઉપસ્થિત રહેવા બદલ મારા જીવનને ધન્ય માનું છું. મહોત્સવના પ્રેરક શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા બાલકૃષ્ણદાસજી સ્વામીને અને આ મહોત્સવના તમામ કાર્યકરોને મારા કોટિ કોટિ વંદન. શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અને પતંજલી યોગ વિદ્યાપીઠ આ બન્ને સંસ્થા એક જ છે. ભગવાન સ્વામિનારાયણ નિલકંઠ હતા ત્યારે યોગ કરતા અને હું પણ યોગનો ઉપાસક છું માટે આ યોગ આપણો સબંધ છે.

પાંચેય ઈન્દ્રીયોના સુખ ક્ષણિક, અનિત્ય અને દુઃખ દાયક છે. ભગવાન સંબંધી સુખ અલૌકિક અને અવિસ્મરણીય અને સુખદાયક છે. પિતા પુત્ર વચ્ચેનો સંબંધ ભૌતિક છે જ્યારે ગુરુ શિષ્યનો સંબંધ શાશ્વત છે. આહાર શુધ્ધ રાખજો, દરરોજ યોગ કરજો, વ્યાયામ કરજો. યોગથી ચિત્તશુદ્ધિ થાય છે. ચિત્ત શુદ્ધ થાય તો જ ભગવાનના દર્શન થાય છે.

परम पूज्य ગુરુશરણાનંદજી મહારાજ - વૃન્દાવન(રમણરેતી) : हमारे पूज्य माथवप्रिय स्वामीजी बनारस में पढते थे तब हम उनके साथ थे। वह बडे अद्भूत विद्यार्थी थे। नागपंचमी के दिन काशी में पहेलवान होते है वह अपना शरीरशौष्ठव दीखाते है और जो बडे बडे विद्वान पुरुषो होते है वह शास्त्रार्थ करते है। उस समय वह शास्त्रार्थ में बडे बडे विद्वानो के बीच में पूज्य स्वामीजीने वेदांत का पूर्वपक्ष रखा था, तब से स्वामीजी की प्रतीभा से हम आकर्षित हुए है और हमारे हृदय में उनके प्रति पूर्ण भाव एवं स्नेह जागृत हुआ है।

हमारे अंत:करण में मानव, दानव और देवता इन तीनो के वेग चलते रहते है, लेकिन जोगी स्वामी जेसे महापुरुष प्रगट होकर हमारे अत:करण में भगवान को प्रगट करते है। इसीलीए एसे सद्गुरुओ के पास हमारा अहंकार समर्पित करके उनके चरणो में निवास करना चाहीए।

પરમ પૂજ્ય મુનિજી મહારાજ-ઋષિકેશ : आज मैं देख रहा हूँ कि, पूज्य धर्मजीवनदासजी महाराज और पूज्य जोगी बापा की पावन परंपरा का वहन कर रहे मेरे प्रिय और अभिन्न परम वंदनीय पूज्य माधवप्रियदास स्वामीजी महाराज का समागम हम सब को सचमुच बडा आह्लादित कर रहा है। जब तक हमारे देशमें ऐसे परम पावन संत जिंदा है, यह भारत जिंदा रहेगा और भारतीय संस्कृति जिंदा रहेंगी। आज मैं ''सद्गुरु वंदना महोत्सव'' में उस सद्गुरु को वंदन करने के लिये आया हूं, जिन्होंने आप सब के हृदयमें संस्कारों का दीपक जलाया। आज मैं पुरे गुजरातीयों और पुरे गुजरात को वंदना करने आया हूँ। आज मैं आप सब को अभिनंदन देने के लिये आया हुँ।

**પરમ પૂજ્ય સત્યમિત્રાનંદજી મહારાજ - ભારતમાતા મંદિર, હરિદ્વાર**

आज इस महोत्सव से इस धरती को शांति मीली है । आज इस महोत्व में सद्गुरु की कथा होनेवाली है तब पुरे वातावरणकी इस कथा से शुद्धी होगी । पूज्य माधवप्रियदासजी स्वामीजी के मुख सें कथा सुनना एक अनोखा अवसर है । मैं भी कइ बार स्वामीजीको सुनके सुख प्राप्त करता हुं । आज के इस कलुषित वातावरण में एसे दिव्य सद्गुरु वंदना महोत्सव सें, संतो के तप और आशीर्वाद से इस पृथ्वीको बहुत सुख प्राप्त होगा । आज पुज्य स्वामीजी को में धन्यवाद देता हुं की मुझे आज यहां आने का सौभाग्य दीया ।

**પરમ પૂજ્ય કૃષ્ણમણિજી મહારાજ - જામનગર**

ગંગાજી પાપને હરે, ચંન્દ્ર તાપ હરે અને કલ્પતરુ દીનતાને દૂર કરે પણ સંત છે તે આ ત્રણેને દૂર કરે છે. દીર્ઘદ્રષ્ટા શાસ્ત્રીજી મહારાજની સાથે રહેલા પૂજ્ય જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં જ્યારે આ દિવ્ય અને ભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉજવાય રહ્યો છે ત્યારે આપ સર્વે જ્યારે તન, મન અને ધનથી જોડાઈ રહ્યા છો ત્યારે તમને ધન્યવાદ છે. પૂજ્ય સ્વામીજીની સાથે તો અમે દેશ-વિદેશમાં ફરીએ છીએ. તેમનો વિશુદ્ધ પ્રેમ હંમેશા અમને આકર્ષતો રહે છે. સ્વામિનારાયણ ગુરુકુલની આ પરંપરા સતત આગળ વધતી રહે એજ પ્રભુ પાસે પ્રાર્થના.

**પૂજ્ય શ્રીભૂપેન્દ્રભાઇ પંડ્યા - ભાગવત કથાકાર**

બ્રહ્મલીન અક્ષરનિવાસી પૂજ્યપાદ્ શ્રીજોગીસ્વામીની ઉન્નત ચેતનાના સ્પંદનો જ્યાં કણકણમાં અનુભવાય રહ્યા છે એવી આ પવિત્ર ભૂમિ છે. એ દિવ્ય અને ઉન્નત ચેતનાના ગુણગાન ગાવા અને સદ્‌ગુરુનો મહિમા પામવા માટે આપણે સૌ કોઈ આ સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં એકત્રિત થયા છીએ. પુજ્યપાદ્ જોગીસ્વામી પોતાના પુરુષાર્થ અને પ્રાર્થનાથી બીજાના ભવિષ્યને બદલે એવા સદ્‌ગુરુ હતા. એવા એ પ્રભાવી સદ્‌ગુરુના સંસ્મરણોને વાગોળવા માટે જ્યારે આપ સૌ ભેગા થયા છો ત્યારે આપ સૌના હૃદયમાં રહેલી પૂજ્યપાદ્ જોગી સ્વામી પ્રત્યેની શ્રદ્ધાને હું વંદન કરું છું. એ મહાપુરુષની જેણે અવિરત સેવા કરી છે અને એમના પ્રત્યે જેને અતૂટ શ્રદ્ધા છે એવા પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીને હું પ્રણામ કરું છું.

**પરમ પૂજ્ય વિશ્વેશ્વરાનંદજી મહારાજ - કૈલાસ આશ્રમ, મુંબઇ**

આ ''સદ્‌ગુરુ વંદના મહોત્સવ'' માં હું આપ સર્વના સ્વરુપમાં પરમાત્માને જોઉં છું. પૂજ્ય માધવપ્રિયદાસજી મહારાજ સનાતન ધર્મના વૃક્ષાનું અનો સ્વામિનારાયણ સંપ્રદાયનું એક રસીલું ફળ છે. સ્વામી માધવપ્રિયદાસજી મહારાજ વસુધૈવ કુટુંબકમ્‌ની ઘોષણા કરનારા વિશાળ હૃદયના સંત છે. એ માધવનું જ બીજું નામ બાલકૃષ્ણ છે. આ સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં આવીને બે શબ્દ બોલીને મારી વાણી પવિત્ર થઈ છે.

**પરમ પૂજ્ય શ્રી અધ્યાત્માનંદજી મહારાજ-શિવાનંદ આશ્રમ, અમદાવાદ**

મને મારી જીંદગીમાં જોગીસ્વામીના ત્રણવાર દર્શન થયા એટલે મને ધામ, ધામી અને મુક્ત ત્રણેયની કૃપા પ્રાપ્ત થઈ હોય, એવો અનુભવ થાય છે. આ સદ્‌ગુરુ વંદના મહોત્સવ એ માત્ર ગુરુવંદનાનો કાર્યક્રમ નથી, ભારતીય સંસ્કૃતિ, ભારતીય સંસ્કાર, વિવેક અને માણસાઈના જાગરણનો આ ઉત્સવ છે, ખરેખર આ અદ્‌ભૂત ઉત્સવ છે. આ ઉત્સવને હું શત્ શત્ વંદના કરું છું. ભારતના સંસ્કાર અને સંસ્કૃતિને ધારણ કરીને ઊભા રહે એવા યુવાનોને તૈયાર કરવાનું કાર્ય એસજીવીપી દ્વારા થઈ રહ્યું છે. જીવન જીવવાની જડીબુટ્ટીની ખેતી આ એસજીવીપી કરી રહ્યું છું. આવા ઉત્સવો દ્વારા નાનામા નાના માણસનો ઉદ્ધાર કરવાનું, દિવ્યતા અને ભવ્યતા તરફ અગ્રેસર કરવાનું કામ સ્વામિનારાયણ સંપ્રદાયમાં થઈ રહ્યું છે.

**પૂજ્ય પરમાત્માનંદજી મહારાજ - રાજકોટ**

આવતા મહીને પ્રયાગમા કુંભ શરુ થઈ રહ્યો છે પણ આજે અને અત્યારે અહીં એસજીવીપીમાં કુંભ ચાલું થઈ ગયો છે ત્યારે આપણા સહુંના અનેક જન્મના પુણ્ય હશે ત્યારે આપણે સહું આ મહામહોત્સવ માણી રહ્યા છીએ. જોગી શબ્દ યોગ ઉપરથી ઉતર્યો છે. યોગ એટલે દુ:ખમાથી મુક્તિ. પૂજ્ય જોગીસ્વામીના તપોબળથી આજે આપણે જોગીસ્વામીની સ્મૃતિમાં આયોજીત આ મહોત્સવમાં આનંદ માણી રહ્યા છીએ. આવો ને આવો આનંદ આપણને સતત મળતો રહે તેવી શુભ કામના સાથે મારા હેતથી જય સ્વામિનારાયણ.

**પરમ પૂજ્ય વિજયદાસજી બાપુ - સતાધાર**

આ "સદ્‌ગુરુ વંદના મહોત્સવ" નો હેતુ એ છે કે, બધામાં ભક્તિ, શ્રદ્ધા અને સંતોમાં સમર્પણભાવ જળવાઈ રહે. આ મહોત્સવમાં ભગવાનના ગુણ ગવાય છે, ભક્ત અને ભગવાનની સરસ વાતો થાય છે. હું પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીને મારી સાથે જ બેઠક રાખવાનું કહું છું, કારણ કે ભગત અને ભાગવત બેય સાથે બેસે તો નવી પેઢીમાં કંઈક જૂદી અસર થશે. આપણી નવી પેઢી ભગવાન અને સંત સાથે જોડાઈ રહે એટલા માટે આપણે આવા ઉત્સવ કરીએ છીએ.

**પરમ પૂજ્ય શંભુનાથજી મહારાજ - ઝાંઝરકા**

આ "સદ્‌ગુરુ વંદના મહોત્સવ" પૂજ્ય જોગીસ્વામીજી મહારાજને વંદના કરવાનો કાર્યક્રમ છે. આ સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં જેની સંગતિ ક્ષણભરમાં ઈશ્વરીય સાક્ષાત્કાર કરાવે, એવા સદ્‌ગુરુ મહારાજની વંદના થઇ રહી છે. પૂજ્ય જોગીસ્વામીજી મહારાજ એટલે એક સાદુ સરળ જીવન. આજે હું પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીજીને શતકોટિ વંદન કરું છું, કારણ કે આપણા અખંડ ભારતના પરિવારમાંથી વિખૂટા પડેલા બધા પૂર્વજોને અહીં સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં એકઠા કરવાનો ભગીરથ પ્રયાસ કર્યો છે. સ્વામિનારાયણ ભગવાને સમાજના છેડે બેઠેલા દલિત બંધુને પણ પોતાનો ગણી, પોતાની છાતી સરસો લગાવીને સ્વીકાર્યો હતો અને આજે એ જ પરંપરાનું વહન કરનારા પૂજ્ય માધવપ્રિયદાસજીએ મને પણ એટલા જ ભાવ અને પ્રેમથી સ્વીકાર્યો છે.

પરમ પૂજ્ય લલિતકિશોરજી મહારાજ - લીંબડી

પરમ પૂજ્ય કન્હીરામ મહારાજ
દૂધરેજ

પરમ પૂજ્ય વિશ્વંભર ભારતીબાપુ
ભારતી આશ્રમ, સરખેજ

પરમ પૂજ્ય મહાદેવબાપુ
હાથીજણ

પરમ પૂજ્ય શિવરામ સાહેબ
મોરબી

પરમ પૂજ્ય ભોળાદાસબાપુ
તુલસીશ્યામ

પરમ પૂજ્ય રામેશ્વરદાસજી
કબીર આશ્રમ

# વિશ્વધર્મ સદ્‌ભાવના...

॥ विश्वं भवति एक नीडम् ॥ વેદના આ મંગલ વાક્યના અનુસંધાનમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના હૃદયમાં સદાય એક વિચાર રહે છે કે, વિશ્વના તમામ ધર્મો એક મંચ પર ભેગા થાય. સૌ પરસ્પર પ્રેમ, લાગણી અને સુહૃદભાવના સેતુથી જોડાય. આ મંગલ ભાવના સાથે સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં હિન્દુ, મુસ્લીમ, શીખ, પારસી, જૈન વગેરે સર્વધર્મો વચ્ચે પરસ્પર દિવ્ય સ્નેહસેતુ સર્જાયો.

(૧) પૂ. આ. દે. શ્રી. જિનચંદ્રસાહરસૂરી મહારાજ - અયોધ્યાપુરમ્ (૨) શ્રી સાયરસ નોશીવાન દસ્તુરજી : પારસી ધર્મના વડા ધર્મગુરુ, સુરત તથા શ્રી ફરેદુનજી ટુરેલ - પારસી ધર્મના વડા ધર્મગુરુ, સુરત

(૩) પૂજ્ય મહમદ શફી મદની સાહેબ (નેશનલ સેક્રેટરી જમાતે ઈસ્લામી હિન્દ) : આજે જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં જ્યારે સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉજવાય રહ્યો છે તે મારા માટે ઘણી આનંદની વાત છે કારણ કે પૂજ્ય માધવપ્રિય સ્વામી સદાય શાંતિનો સંદેશો ફેલાવતા રહે છે. આપણા આટલા વિશાળ દેશમાં આટલા ધર્મો અને સંપ્રદાયો છે ત્યારે આપણી ફરજ છે કે ખૂબ પ્રયત્નો કરીને એકતાને જાળવી રાખીએ. આપણા સહુની એ જવાબદારી છે કે સહું સાથે સંપીને રહી શકે. આટલા મોટા મહોત્સવમાં મને સ્વામીજીએ અહીં બોલાવ્યો તે બદલ સ્વામીજીનો આભાર માનુ છું (૪) પૂજ્ય શેખ ઓલ અલી ઈસ્માઈલ સાહેબ (દાઉદી એકમના વડા) : પૂજ્ય માધવપ્રિયસ્વામીજીનો આ સર્વધર્મ સમભાવનો અભિગમ ખૂબ સરસ છે. અહીં ઉપસ્થિત સર્વ સંતોને મારા પ્રણામ. આ દેશમાં સર્વ ધર્મોના લોકો રહે છે ત્યારે આપણે પરિવારની જેમ રહીએ અને એકબીજાને પ્રેમ વહેચતા રહીએ. આજે આહીં જે આયોજન થયું છે તે ખરેખર ખૂબ પ્રશંસનીય છે. હું ગુરુકુલ પરિવારને હૃદયથી અભિનંદન પાઠવું છું

(૫) ઝહીર - એસજીવીપીનો ભુતપૂર્વ વિદ્યાર્થી : હું અહી આવ્યો છું કારણ કે આ મારુ બીજુ ઘર છે. પૂજ્ય બાલસ્વામી અમારા બીજા મધર છે. અમે અહીં રહી બહુ આનંદ કર્યો છે. એ દિવસો ઓજે યાદ આવે છે. પૂજ્ય સદ્‌ગુરુ માધવપ્રિય સ્વામી અમારા વિકાસ માટે સદાય વિચારતા રહે છે અને પ્રયત્નો કરતા રહે છે. આજે સ્વામીજી માટે હું અમારા ધર્મની પવિત્ર વસ્તુઓ લાવ્યો શું જે હું સ્વામીજીને પ્રેઝન્ટ કરીશ. (૬) બિસપ થોમસ મેકવાન-કેથલિક ધર્મના વડા : આજે આપણે પૂજ્ય જોગી સ્વામીજીના ૧૦૮ વર્ષ નિમિત્તે સદ્‌ગુરુ વંદના માટે ભેગા થયા છીએ. અહીં વિભિન્ન ધર્મના અમને બધાને એક મંચ ઉપર સાથે જોઈને આપ સૌને એવું થતું હશે કે, ખરેખર આપણે બધાએ ભેગા થવું જોઈએ. પૂજ્ય આદરણીય માધવપ્રિયદાસજી, આપને હું વંદન કરું છું. કારણ કે તમે તમારું હૃદય બધા માટે ખુલ્લુ રાખ્યું છે, એટલે જ હું પણ અહીં આવી શક્યો છું. આપણા ભારતવર્ષને આપે જાગૃત રાખ્યો છે. આપ ભારતીય સંસ્કૃતિને પરદેશ સુધી લઈ ગયા છો, માટે ભલે હું કેથલિક હોઉં, છતાં હું એક ભારતીય ક્રિશ્ચન ખૂબ ગર્વ અનુભવું છું. (૭) શ્રી સરજીતસિંહ બગ્ગા - ચેરમેનશ્રી, ગોવિંદધામ-અમદાવાદ

## માનવંતા મહાનુભાવો

**મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઇ મોદી :** આજે ગુરુકુલમાં સંત-શક્તિને વંદન કરવાનો આ મહોત્સવ છે. ચુંટણીનાં ઝંઝાવત પછી નિરાંતની પળો આવા આધ્યાત્મિક માહોલમાં મળી છે અને ખાસ તો મુખ્યમંત્રી તરીકેની શપથ વિધિ પછી પહેલી વખત આ ગુરુકુલમાં આવતા અત્યંત હૃદયમાં શાંતિ અનુભવું છું. કાંઇક ઇશ્વરીય સંકેત હશે કે પૂજ્ય શ્રી જોગીસ્વામીનાં આશિર્વાદથી શરૂ થયેલી આ રાજકીય કારકિર્દી ચોથી ટર્મના મુકામે પહોંચી છે ત્યારે ફરીવાર પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં આયોજીત સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં આવવાનું થયું તે મારુ સદ્‌ભાગ્ય માનું છું. મારો વિજય સંતોના આશિર્વાદથી થયેલો છે. હું તો માત્ર નિમિત્ત જ છું. આ ગુરુકુલે આધુનિકતાની સાથે સંસ્કૃતિ અને આધ્યાત્મિકતાનો જે સાંસ્કારિક વારસો જાળવી રાખ્યો છે એ ખરેખર અભિનંદનપાત્ર છે. અહી આવીને મને મળેલા આશિર્વાદથી મારી આધ્યાત્મિકતા દ્રઢ બની છે.

### આદરણીય શ્રી નરેશચંદ્રજી - ભારતની નેશનલ સીક્યોરીટિ કાઉન્સીલના અધ્યક્ષ

इस एसजीवीपी का निर्माण बहुत आश्चर्यजनक लगता है। जब यहाँ की नीव रखी गइ तब में उपस्थित था। उस समयका यहाँ का वातावण और इस समय जो यहाँ की विशालता है उसे देखकर मेरा हृदय प्रसन्न हो गया। यहाँ संस्कृत भाषा की शिक्षा पर बल दिया जा रहा है, वह बहुत ही अच्छी बात है। इस संस्था के कार्यो को देखकर मुझे बहुत प्रसन्नता हुइ। यहाँ का जो माहोल है उसका दर्शन करके मेरी सारी चिन्ता दूर हो गइ है।

### આદરણીય શ્રી અશોકજી સીંઘલ - અધ્યક્ષ, વિશ્વહિંદુ પરિષદ

इस पावन अवसर पर मुझे यहां आने का मौका मीला जीससे में धन्य हुआ। आज भारत देश बडी कठीन परिस्थिति से पसार हो रहा है। आज देशमे रोज करोडो गौमाता कट रही है, पवित्र नदिया प्रदुषित होती जा रही है, हमारे देवस्थान नास्तिको के हाथ में जा रहा है। एसे आक्रमणो से बचने के लिए हमें संगठित होना पडेगा। जीसका छोटां प्रयत्न यहा हुआ ये जानकर आज खुशी हुइ। आज मे यहां उपस्थित सर्व संतो-भक्तो को कुंभ में आनेका आमंत्रण देता हुं।

### શ્રી ચંદ્રકાન્ત દ્વિવેદી-ચાણક્ય તથા ઉપનિષદ ગંગા સીરીયલના નિર્માતા

जब मैं उपनिषदो पर काम कर रहा था, तब पूज्य स्वामीजी की ''इझरायल यात्रा'' की पुस्तक पढकर मैं भावविभोर हो ऊठा। यदि इस देशमें संत-परंपरा नहीं होती तो प्राचीन ज्ञान लुप्त हो गया होता। मैं इसे भारत का भाग्य मानता हू कि, वो संत-परंपरा लगातार चली आ रही है और स्वामिनारायण संप्रदाय इस परंपरा का एक प्रतिनिधि है। मैं पुर्ण गौरव के साथ कह सकता हूँ कि, भविष्य की पीढीयाँ पूज्य स्वामीजी के प्रति सदैव ऋणी रहेगी। इस ''सद्‌गुरु वंदना महोत्सव'' में जितने लोग भाग लेने आये उन सभी को मेरी शुभकामनाएँ।

### શ્રી પુરુષોત્તમભાઇ રુપાલા- ભાજપ નેતા

આજે ગુજરાતમાં સદ્ગુરુ વંદના કાર્યક્રમની જે ગરીમાં ઉભી થઇ છે તે જોગીસ્વામીના તપનો પ્રભાવ છે. આજે જોગી સ્વામી ધામમાં સીધાવ્યા તેનું એક વર્ષ થયું. આપણી પરંપરામાં એક વર્ષ પછી શ્રાદ્ધ કરવામાં આવે છે. આ પરંપરાનો હેતુ અને ઉદ્દેશ શું હશે તે હજુ સુધી ખબર નથી પરંતુ આજે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામીએ જે રીતે શ્રદ્ધાંજલી આપી છે તે જોઇને એમ થાય છે કે આ જ સાચી શ્રદ્ધાંજલી હશે. શ્રાદ્ધ કુટુંબીજનો સાથે મળીને કરતા હોય છે. આજે જોગીસ્વામી જે શ્રાદ્ધમાં ભળ્યા એ કુટુંબ કેવડું છે એના દર્શન આજે માધવપ્રિયસ્વામી તમે સમાજને કરાવ્યા છે. ગુરુવંદના કરવાનો કાર્યક્રમ પૂજ્ય માધવપ્રિય સ્વામી કરે તો કેવો હોય તેનું દર્શન આજે અમે કરી રહ્યા છીએ. સર્વધર્મ સમભાવનો સંદેશો ગુજરાતમાંથી સમગ્ર વિશ્વમાં જાય તેની ખૂબ જરુરીયાત હતી જે આજે અહીં પૂર્ણ થઇ છે.

### પરમ ભક્ત શ્રી વિજયભાઇ ધડુક - અમેરીકા

જીવનમાં સફળતા મેળવવા પ્રારબ્ધ, પુરુષાર્થ, માતા-પિતાના આશીર્વાદ, ગુરુના આશીર્વાદ, ભગવાનના આશીર્વાદ પાંચ વસ્તુની જરુર પડે છે.  મારા જીવનમાં મારા ગુરુ પૂજ્ય જોગીસ્વામીના આશીર્વાદે ખૂબ સફળતાઓ અપાવી છે. આપણે અહીં સંતોના મુખે ઘણું સાંભળ્યું છે ત્યારે થોડું સ્વીકારીએ જેથી આપણા જીવનમાં પરિવર્તન આવે.

### શ્રી અર્જુનભાઇ મોઢવડીયા- કોગ્રેસ નેતા

આજના આ કપરા સમયમાં કોઈ એક એવા સાત્વિક વિચારની જરુર હોય છે કે જેનાથી સમાજ, અને રાષ્ટ્ર પાછુ વળે. એ સાત્વિક વિચાર આજે આવી સંસ્થાઓ પુરા પાડી રહીં છે. અત્યારના સમયમાં જે કાર્યો અશક્ય લાગે તે આ સંસ્થા કરી રહી છે. આજે વિશ્વના કોઇ પણ ખૂણામાં જાઓ તમને ગુરુકુલનો વિદ્યાર્થી મળી રહેશે. વ્યવસાય અને વ્યવહારમાં તેની ઓળખ આગવી હોય છે. આજે એ કાર્યને આગળ વધારતા પૂજ્ય સ્વામીજી વૈશ્વીક લેવલે કાર્ય કરી રહ્યા છે. પરમ કૃપાળુ પરમાત્મા આ કાર્યરુપી જ્યોતીને સમગ્ર વિશ્વમાં પ્રસારે એવી પ્રાર્થના.

### શ્રી આદેશશ્રી વાસ્તવ- સુપ્રસિદ્ધ મ્યુઝીક ડાયરેક્ટર

मुझे यहाँ गुरुकुल में आके बहुत अच्छा लगा। हमारे दूषित आत्मा को एसे उत्सव का माहोल शुद्ध कर देता है। यहाँ आकर के मेरे मन के सभी विचार बदलने लगे है। यहाँ के संतो का आचरण देखकर मुजे बहोत आनंद हुआ हे। स्वामीजी आप मुजे जब गुरुकुल में संगीत के क्षेत्र में सेवा के लीये याद करेगें तब मे अवश्य मेरी सेवा अर्पण करुंगा।

### શ્રી કુંદનભાઇ વ્યાસ- તંત્રીશ્રી જન્મભૂમિ

આજના સમયમાં જ્યારે શિક્ષણ અને સ્વાસ્થ્ય ધન ઉપાર્જનનું સાધન બની ગયા છે ત્યારે આ ગુરુકુલને જોઇએ છીએ ત્યારે અંતરમાં આનંદ થાય છે, અને ભારતના ઉંચા ભવિષ્યની ખાતરી થાય છે. આજે આપણી સંસ્કૃતિ ઉપર ચારેબાજુથી આક્રમણ થાય છે ત્યારે તેને ખાળવાનું જો કોઇ સાધન હોય તો તે સંસ્કાર અને સંસ્કૃત છે. અહીં સંસ્કાર અને સંસ્કૃત બન્ને દ્વારા જ્યારે  પોષણ થાય છે ત્યારે સમાજ આ ગુરુકુલનો હંમેશા ઋણી રહેશે.

શ્રી વી. વી. લક્ષ્મણ (ભારતના સ્ટાર ક્રીકેટર)

શ્રી રજનીકાંતભાઈ પટેલ - ગૃહમંત્રી, ગુજરાત

શ્રી ભુપેન્દ્રભાઈ ચુડાસમા - શિક્ષણમંત્રી, ગુજરાત

શ્રી હિંમતસિંહજી પટેલ - કોંગ્રેસ નેતા

શ્રી કેશુભાઈ પટેલ - પૂર્વ મુખ્યમંત્રી, ગુજરાત

શ્રી કરશનભાઈ પટેલ - ચેરમેન, નિરમા કંપની

શ્રી સુનિલભાઈ નાયક - ચેરમેન એલ. એન્ડ ટી. કંપની

શ્રી આનંદીબેન પટેલ - મહેસુલ મંત્રી, ગુજરાત

શ્રી નવિનભાઈ દવે - ટ્રસ્ટીશ્રી, ગુરુકુલ

જુનિયર કે. લાલ - સુપ્રસિદ્ધ જાદુગર

શ્રી રાજેન્દ્ર શુક્લ - સુપ્રસિદ્ધ કવિ

સી. બી. પટેલ - તંત્રી, ગુજરાત સમાચાર-લંડન

# ૧૦૮ વચનામૃત સંહિતાપાઠ તથા સંત-બ્રાહ્મણ પૂજન

સર્વશાસ્ત્રોના રહસ્યનું નિરૂપણ ભગવાન શ્રી સ્વામિનારાયણની પરાવાણી સ્વરૂપ 'વચનામૃત' ગ્રંથમાં અભરે ભર્યો છે. પૂજ્ય શ્રી જોગી સ્વામીને 'વચનામૃત' ગ્રંથ અતિશય પ્રિય હોવાથી મહોત્સવમાં સંતો તથા ઋષિકુમારો દ્વાર ૧૦૮ વચનામૃત સંહિતાપાઠ કરવામાં આવ્યા. જેમાં યજમાનોના સંકલ્પ અનુસાર 'શ્રીમદ્ ભાગવત તથા શ્રીમદ્ સત્સંગિજીવન' ગ્રંથના સંહિતાપાઠ પણ કરવામાં આવ્યા હતા.

સદ્‌ગુરુ વંદના મહોત્સવના અંતિમચરણમાં સંહિતા પાઠ કરનારા, શ્રી મહાવિષ્ણુયાગમાં સેવા કરનારા તથા 'દર્શનમ્' સંસ્કૃત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરનારા ઋષિકુમારો, પંડિતવર્યશ્રીઓ તથા સંતોનું વિશિષ્ટ પુજન કરવામાં આવ્યું હતું.

# ગૌરવવંતા વ્યક્તિઓનું સન્માન

સદ્‌ગુરુવંદના મહોત્સવ દરમ્યાન પોતાના ઉમદા યોગદાન દ્વારા વિશ્વમાં સુપ્રસિદ્ધ થનારા વ્યક્તિઓનું વિશિષ્ટ બહુમાન કરવામાં આવ્યું હતું.

ડૉ. વી. એન. પાઠક (વૈજ્ઞાનિક-ઈસરો)

શ્રી વી.વી. લક્ષ્મણ (ભારતના સ્ટાર ક્રિકેટર)

શ્રી હરમિત દેશાઈ (ટેનીસ પ્લેયર, ભારત)

શ્રી ખંતીલ મહેતા (પ્રસિદ્ધ ગ્રાફીક્સ ડીઝાઈનર)

આદેશશ્રી વાસ્તવ (સુપ્રસિદ્ધ મ્યુઝીક ડાયરેક્ટર)

શ્રી મધુકરભાઈ વ્યાસ (SGVP ના આર્કીટેક)

શ્રી પાર્થિવ પટેલ
(ભારતના સ્ટાર ક્રિકેટર)

# મહિલા સત્સંગસભા તથા મહિલા સાંસ્કૃતિક કાર્યક્રમ

સ્વામિનારાયણ સંપ્રદાયમાં મહિલાઓનું એક વિશિષ્ટ સ્થાન છે. સાધુ સંતોની જેમ બહેનો પણ સાંખ્યયોગ ધારણ કરી શકે, ભગવદ્ કથાવાર્તા કરી શકે, પોતાના વિચારો રજુ કરી શકે, પોતામાં રહેલી લલિત કળાઓને રજુ કરી શકે એવા હેતુથી આ મહોત્સવમાં બહેનોની પ્રતિભાને વાચા આપતા મહિલામંચનું બે સેશનમાં આયોજન કરવામાં આવ્યું હતું.

જેમાં ધામધામથી પધારેલ પૂજ્ય સાંખ્યયોગી બહેનો દ્વારા સત્સંગ-કથાવાર્તાનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં પૂજ્ય સાં. રવિકાન્તાબા-લોજ. પૂજ્ય સાં. મેઘનાબેન-ગઢપુર, પૂજ્ય સાં. લીલાબા-અમરેલી, પૂજ્ય સાં. શાન્તાબા-દયાપર, પૂજ્ય સાં. ભાનુબેન-દુધાળા વગેરે બહેનોએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો. તથા બાપુનગર, મેમનગર, અમરેલી, સુરત, રાજકોટ વગેરે વિસ્તારના ગુરુકુલ પરિવારના બહેનો તથા યુવતીઓએ સંસ્કૃતિ, સંસ્કાર અને રાષ્ટ્રભક્તિથી સભર વિવિધ નૃત્યો, રૂપકો, પ્રવચનો રજુ કર્યા હતા.

આ પ્રસંગે ઋષિકેશથી ઉપસ્થિત રહી સાધ્વી શ્રી ભગવતીજીએ સૌને આશીર્વાદ પાઠવ્યા હતા.

પૂજ્ય શ્રી જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં થઈ રહેલા અનેક સત્કાર્યોમાંથી એક સત્કાર્ય છે, ૧૦૮ જરૂરીયાતમંદ દિકરીઓને વિદ્યાસહાય આપવી. આ પ્રસંગે વિદ્યાસહાય પામી રહેલી દિકરીઓનું વિશેષ સન્માન કરવામાં આવ્યું હતું. 'સ્વામિનારાયણ સંપ્રદાયમાં બહેનોની મર્યાદા' અંગે પરમ પૂજ્ય ગુરૂવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના પ્રવચનની ડીવીડી દ્વારા સૌ બહેનોએ પ્રેરણા પ્રાપ્ત કરી હતી.

આ સમસ્ત મહિલા કાર્યક્રમનું નિદર્શન પૂજ્ય સાં.લીલાબા-અમરેલી, શ્રીમતિ રીટાબેન આર.શાહ, નેહાબેન પટેલ તથા અંજલિબેન શાહ દ્વારા કરવામાં આવ્યું હતું. મહિલાસભાનું સંચાલન પાર્ષદ માયાબેન તથા ડૉ. પ્રો. રૂપલબેન પટેલે કર્યું હતું.

## યશસ્વી યજમાનશ્રીઓને આશીર્વાદ

ગુરુકુલ દ્વારા ચાલી રહેલી 'સર્વજીવહિતાવહ' પ્રવૃત્તિઓથી પ્રભાવિત થઈને ગુરુકુલ પરિવાર સાથે જોડાયેલા અનેક ભાવિક ભક્તજનો તથા ભુતપૂર્વ વિદ્યાર્થીઓએ સદ્‌ગુરુઓના ચરણોમાં વંદના સ્વરૂપે કોઈપણ અપેક્ષા વિના પોતાનું યોગદાન અર્પણ કરીને યજમાનશ્રી તરીકે લાભ લીધો હતો.

નાના-મોટા તમામ યજમાનશ્રીઓને મહોત્સવના મંચ ઉપર સદ્‌ગુરુ સંતોના વરદ હસ્તે આશીર્વાદ આપવામાં આવ્યા હતાં.

ભગવાન શ્રી સ્વામિનારાયણ તથા ગુણાતીત પરંપરાના વારસાને ઉજાગર કરનારુ તથા અનેક વિષયોથી સંકલીત

સદ્ગુરુ ગાથા ભાગ-૧/૨ (ગુણાતીત પરંપરાની યશગાથા)
પ. પૂ. ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

વચનામૃત

ભક્તચિંતામણિ
(વિશેષ ટીપ્પણી તથા વિવિધ ચરિત્રોના ચિત્રો સાથે)

સ્વામીની વાતો
(વિશેષ ટીપ્પણી સાથે)

શ્રી હનુમંત ચરિત્ર
પ.પૂ.ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

સ્વામિનારાયણ સંપ્રદાયમાં બહેનોનું સ્થાન
પ.પૂ.ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

ભાગવત્ સ્તુતી સંગ્રહ
અનુવાદક : ડૉ. સુરેશભાઈ વ્યાસ

સ્વામિનારાયણ સંપ્રદાયના મહાન નારી રત્નો
સદ્. પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી
તથા હરદાસભાઈ સાવલીયા

સહજાનંદ સ્વામી એટલે શું ?
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

ભજ ગોવિંદમ્ ભાગ-૧
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

પંચવર્તમાન
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

# નૂતન ગ્રંથ પ્રકાશન

## વૈવિધ્ય સભર નૂતન સાહિત્યનું સદ્ગુરુ વંદના મહોત્સવમાં પ્રકાશન કરવામાં આવ્યું.

**પુલહાશ્રમની પાવન યાત્રા**
પ.પૂ.ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**વચનામૃત સાર સંગ્રહ**
પુરાણી શ્રીહરિદાસજી સ્વામી દ્વારા સંકલીત

**સત્સંગ સંસ્કાર સિંચન**
પુરાણી શ્રીહરિદાસજી સ્વામી દ્વારા સંકલીત

**સદ્ગુરુ વૈભવ**
શ્રી ત્રિભુવનભાઈ વ્યાસ

**ઉપાસનાનું અમૃત**
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

**મૃત્યુ ચિંતન**
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

**જીવન શા માટે ?**
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

**મારી પાસે સમય નથી**
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

**વ્યસન મુક્તિ**
પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી વ્યાખ્યાયીત

**સદ્ગુરુ વંદના (MP3)**

સુમધુર સંગીત તેમજ સુપ્રસિદ્ધ ગાયકોના કંઠે કંડારાયેલ નંદસંતો તથા પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા રચિત ગુરુમહિમાના કીર્તનોનો અદ્ભુત એમ.પી.થ્રી. સંગ્રહ.

# સ્વયંસેવકોનું જાગરણ

સમગ્ર મહોત્સવની સફળતા પાછળ સૌથી મોટું યોગદાન ગુરુકુલ પરિવારના ચાર હજાર ઉપરાંત સ્વયંસેવકોનું રહ્યું. આ સ્વયંસેવકોએ ઉતારા, ભોજનાલય, સીક્યુરીટી, પાર્કીંગ, વાહનવ્યવહાર જેવા નાના મોટા ૮૦ જેટલા વિભાગોમાં ભગવાન શ્રીહરિ અને સદ્‌ગુરુઓનો રાજીપો મેળવવા રાત્રી-દિવસ દેહની પરવા કર્યા વગર અભૂતપૂર્વ સેવા બજાવી. જેથી સદ્‌ગુરુ વંદના મહોત્સવ ભવ્યાતિભવ્ય રીતે સફળ રહ્યો.

## નૂતન ઘનશ્યામ ભવન લાભાર્થે

## શ્રી સ્વામિનારાયણ મુખ્ય મંદિર

ભૂપેન્દ્ર રોડ, રાજકોટ. સંચાલીત

વડતાલ ટેમ્પલ કમિટી બોર્ડના સહકાર સહ

# ઉત્તર ભારત તીર્થયાત્રા

## સ્પેશ્યલ ટ્રેનયાત્રા

શ્રી સ્વામિનારાયણ મંદિરમાં ભવ્ય પાંચમાળના ઘનશ્યામ ભવનનું નિર્માણ કાર્ય ચાલુ છે. જેના લાભાર્થે મંદિર તરફથી ઉતર ભારત ટ્રેન યાત્રાનું આયોજન થયેલ છે. યાત્રિકોની પૂરી સગવડતા સચવાય સમયે સમયે બધીજ જરૂરીયાતો સંતોષાય તેની સંપૂર્ણ કાળજી રાખવામાં આવશે. ચાલુ ટ્રેને તીર્થસ્થાનોનો મહિમા, સંત સમાગમ, તેમજ કથા વાર્તાનો લાભ મળશે. દર્શનીય સ્થળોએ જવા માટે વાહનની પણ સુવિધા રાખવામાં આવી છે.

તા. ૧૫-૦૪-૨૦૧૩ ના રોજ રાજકોટથી ઉપડતી આ ટ્રેન યાત્રા છપૈયા, હરિદ્વાર, ઋષિકેશ, ગોકુલ, મથુરા, વૃંદાવન, કાશી, પ્રયાગ, દિલ્હી, વડતાલ વગેરે સ્થાનોએ જશે. રામનવમી-શ્રી હરિજયંતીનો ઉત્સવ ખાસ છપૈયામાં ધામ-ધુમથી રાજોપચાર વિધિ સાથે ઉજવવામાં આવશે.

**બુકીંગ સંપર્ક તેમજ માહિતી માટે**

**શ્રી સ્વામિનારાયણ મુખ્ય મંદિર, ભૂપેન્દ્ર રોડ, રાજકોટ.**

કો. સ્વામીશ્રી વિવેકસાગરદાસજી મો. ૯૯૨૫૦ ૪૨૯૫૮ પાર્ષદ શ્રી કાંતિભગત મો. ૯૯૨૫૦ ૪૪૬૫૪
સ્વામીશ્રી માધવપ્રિયદાસજી મો. ૯૪૦૯૧ ૫૨૮૫૨ પ્રફુલભાઇ ગઢવી મો. ૯૪૨૯૫ ૬૨૯૦૬

**ઓફિસ : ૦૨૮૧-૨૨૩૨૪૯૪, ૨૨૨૪૦૩૭**

પ્રવાસ દિવસ : ૧૩
**તારીખ : ૧૫/૪/૨૦૧૩**
સોમવાર, ચૈત્ર સુદ પાંચમ

એક યાત્રિકની ટીકીટ રૂપિયા ૧૪૦૦૦/- છે. રૂપિયા ૪૦૦૦ ભરી સમયસર બુકિંગ કરાવી લેવું, જેથી આયોજક તેમજ યાત્રિકોને પૂર્વ વ્યવસ્થામાં અનુકુળતા રહે.

સદ્‌ગુરુ વંદના મહોત્સવના તમામ કાર્યક્રમો તથા આયોજનોનું પ્રચારણ વિવિધ ચેનલો તથા અખબારોના માધ્યમ દ્વારા સમગ્ર વિશ્વમાં થયું. જેમાં આસ્થા, ટી.વી. ૯, સંદેશ ન્યૂઝ, ગીરનાર વગેરે ચેનલો તથા ફૂલછાબ, જય હિન્દ, સંદેશ, દિવ્ય ભાસ્કર, ગુજરાત સમાચાર, અકિલા, સાંજ સમાચાર, આજકાલ, આબતક, ગુજરાત ગાર્ડિયન, કચ્છમિત્ર, ધબકાર, ગુજરાત ટાઈમ્સ લંડન, અવધટાઈમ્સ, આસપાસ, આલ્પવિરામ વગેરે અખબારોનો સમાવેશ થયો.

## અખબારોની આંખે...

સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં પૂ.મોરારીબાપુનું ઉદ્‌બોધન

**શરીર જુદા-જુદા, પણ ચરણ તો સરખા જ**

ફૂલછાબ રાજકોટ

**દીક્ષા, ભિક્ષા, શિક્ષા મફત જ હોવી જોઈએ: મોરારિબાપુ**

ગુજરાતના વિકાસ સાથે ઉપાસના માણસને તેનો લાભ મળે તે જ મારું આયોજન: મોદી

છારોડી ગુરુકુળમાં જોગી સ્વામીની સ્મૃતિમાં ભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવનું આયોજન

समझौता ब्लास्ट मामले में संघ पदाधिकारी से भी पूछताछ, कई को नोटिस

सौराष्ट्र-पाटनगर

दैनिक भास्कर भोपाल

ગુજરાત ગાર્ડિયન સુરત 31-12-12

સંદેશ સૌરાષ્ટ્ર તા. ૧૪-૧૨-૧૨

છારોડી ગુરુકુળના સદ્‌ગુરુ ... ની પ્રેરક

છારોડી ગુરુકુળ

સાંજ સમાચાર-રાજકોટ

છારોડી ગુરુકુળમાં સદ્‌ગુરુ વંદના ... આજે સમાપન : હજારો હરિભક્તો

આગામી તા.૨૫ થી ૩૧ ડિસેમ્બર સુધી શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની નિશ્રામાં પૂ.જોગી સ્વામી...

**છારોડી શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વ પ્રતિષ્ઠાનમ્ SGVPના આંગણે સદ્‌ગુરુ વંદના મહોત્સવ**

તા.૨-૧-૨૦૧૩

સાંજ સમાચાર-રાજકોટ

છારોડી ગુરુકુલ સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં પૂ. મોરારિબાપુની ઉપસ્થિતિ

સાંજ સમાચાર

છારોડી સ્વામિનારાયણ ગુરુકુળના સદ્‌ગુરુ વંદના મહોત્સવમાં યોગગુરુ રામદેવજીની પ્રેરક ઉપસ્થિતિ : યોગ શીખવાડયા

**છારોડી ગુરુકુળમાં સદ્‌ગુરુ મહોત્સવની તડામાર**

**છારોડી સ્વામિનારાયણ ગુરુકુલનાં સદ્‌ગુરુ વંદના મહોત્સવનો કાલથી ભવ્ય પ્રારંભ**

છારોડી સ્વામિનારાયણ ગુરુકુળના આંગણે

**જોગી સ્વામીની સ્મૃતિમાં ૭ દિવસ ભવ્ય સદ્‌ગુરુ વંદના મહોત્સવ**

તા.૦૪-૧૨-૧૨

સાંજ સમાચાર

પૂ. જોગી સ્વામીની સ્મૃતિમાં ... સ્વામિનારાયણ ગુરુકુળમાં

સંક્ષિપ્ત સમાચાર

## Jogi Swami Holistic Helth Centre

ભારતીય ઋષિમુનિઓની અજોડ આયુર્વેદ ઉપચારને વિશાળ ફલક સુધી લઈ જવા તેમજ અનેક ઉપચારોને પુનઃ પ્રગટ કરવાના મંગલહેતુ સાથે તેમજ સામાન્ય માનવીને પણ આધુનિક ઉપચાર પદ્ધતિની રાહતદરે સુંદર સેવાઓ પ્રાપ્ત થાય તેવી ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની મંગલ ભાવના સાથે મહોત્સવ દરમ્યાન વિશ્વવંદનીય સંત શ્રી મોરારીબાપુના વરદ્ હસ્તે "જોગી સ્વામી હોલીસ્ટીક હેલ્થ સેન્ટર"નો અનાવરણ વિધિ કરવામાં આવ્યો.

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - દ્રોણેશ્વર

નાઘેર અને બાબરીયાવાડના ભાવિક ભક્તજનોની વર્ષોથી સેવાયેલી ભાવનાને 'શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ-દ્રોણેશ્વર'ના ખાતમુહુર્ત દ્વારા પરિપૂર્ણ કરવા પ્રયાસ આરંભાયો. જેમાં હનુમાનજી મંદિર, જોગી સ્વામી સંતનિવાસ, મારૂતિ ક્રિડાંગણ, પ્રાર્થના ભવન, આનંદ આશ્રમ, ગુરુકુલ વિદ્યાલય, છાત્રાલય, કન્યા કેળવણી કેન્દ્ર, ડિપ્લોમા કોલેજ વગેરે સુવિધાઓ સાથે નુતન સંકુલનું નિર્માણ કરવામાં આવશે.

મકરસંક્રાંતિના પવિત્ર દિને પ.પૂ.ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણીશ્રી શ્રીહરિદાસજી સ્વામીના વરદ્ હસ્તે શિલાન્યાસ વિધિ સંપન્ન થયો.

આ નુતન સોપાનમાં પ.પૂ.સદ્‌ગુરુ પુરાણીશ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી સંત મંડળ સાથે નિવાસ કરીને ભક્તજનોને સત્સંગ, કથાવાર્તાનો લાભ આપશે.

# સમાચાર દર્શન

## પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી રાકેશપ્રસાદજી મહારાજનું વિશિષ્ટ સન્માન

વડતાલ નિવાસી લક્ષ્મીનારાયણ દેવ ગાદી પીઠાધિપતિ પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજને ગાદી આરુઢ થયાના ૧૦ વર્ષ પૂર્ણ તથા સમગ્ર વડતાલ દેશના સંતો તથા ભક્તજનોએ મહારાજશ્રીનું વિશિષ્ટ સન્માન તારીખ ૨૭ જાન્યુઆરીના રોજ કર્યું. આ પ્રસંગે પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે સમગ્ર સત્સંગને ઘણા લાંબા સમય પછી એક ઉત્તમ આચાર્ય મળ્યા છે. સત્સંગમાં જેવો સુવર્ણકાળ આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ વખતે હતો તેથી પણ ઉત્તમ સુવર્ણકાળ આજ પૂજ્ય રાકેશપ્રસાદજી મહારાજના સાનિધ્યમાં પ્રવર્તે છે. આ પ્રસંગે ગુરુકુલ પરિવાર તરફથી પૂજ્ય સદ્‌ગુરુ ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય સદ્‌ગુરુ બાલકૃષ્ણદાસજી સ્વામી, ટ્રસ્ટી શ્રી નવિનભાઈ દવે તથા મધુભાઈ દોંગા વગેરે સંતો હરિભક્તોએ પૂજ્ય મહારાજશ્રીનું સુવર્ણના આભૂષણો પહેરાવી તથા ફૂલહાર-શાલ ઓઢાડી સન્માન કર્યું હતું. આ પ્રસંગે સમસ્ત વડતાલ દેશના સંતો-હરિભક્તોએ ઉપસ્થિત રહી મહારાજશ્રીનું વિવિધ સન્માનપત્રો તથા ફુલહાર પહેરાવી સન્માન કર્યું હતું. પૂજ્ય મહારાજશ્રીએ આશીર્વાદ પાઠવતા જણાવ્યું હતુ કે 'આજે સત્સંગમાં જે રીતે સંપ અને સુહૃદભાવથી સેવાઓ થઈ રહી છે, તે જોઈને અત્યંત આનંદ થાય છે. સહુ સંતો તથા હરિભક્તોના હૃદયનો ઉત્સાહ અને આનંદ નિહાળી મારો થાક ઉતરી જાય છે. આજ રીતે જો સંપ અને સુહૃદભાવથી સત્સંગના કાર્યો થતા રહેશે તો આપણું ભવિષ્ય ખૂબ ઉજળુ છે.' આ ત્રીદિવસીય મહોત્સવનું આયોજન પૂજ્ય સદ્‌ગુરુ નૌતમપ્રકાશદાસજી સ્વામીએ કર્યું હતું. વક્તાપદે પૂજ્ય સદ્‌ગુરુ જ્ઞાનજીવનદાસજી સ્વામીએ બીરાજી વડતાલધામનો મહિમાં વર્ણવ્યો હતો. વડતાલના ચેરમેન પૂજ્ય સદ્‌ગુરુ ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી તથા કોઠારી નિલકંઠચરણદાસજી સ્વામીએ આ આયોજનમાં સારો એવો સહયોગ અને પ્રેરણા આપી હતી.

## દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયની સફળતા

શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સિટી દ્વારા સોલા ભાગવત વિદ્યાપીઠ ખાતે યોજાયેલ યુવક મહોત્સવમાં વોલીબોલ, કબડ્ડી,૧૦૦ થી ૧૫૦૦ મીટર દોડ,ગોળા ફેંક, બેડમિન્ટન, ચેસ, ક્વિઝ, સાહિત્ય રચના, શીઘ્ર ભાષણ, ચિત્ર સ્પર્ધા, રંગોળી સ્પર્ધા, સંસ્કૃત શ્લોક સ્પર્ધા, શાસ્ત્રીય નૃત્ય, શાસ્ત્રીય વાદન વગેરે કુલ ૨૭ સ્પર્ધા યોજાઈ. જેમાં દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાયના ઋષિકુમારો સર્વ પ્રથમ વિજેતા થતાં સોમનાથ યુનિ.ના કુલપતિ શ્રી કુટુંબ શાસ્ત્રીજીના હસ્તે વિજય વૈજયંતી અર્પણ કરવામાં આવી હતી. દર્શનમ્‌ની આ સિદ્ધિ બદલ ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ વિજેતા ઋષિકુમારોને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## મંત્ર વિસર્જન

સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે ભક્તજનો દ્વારા કરોડોની સંખ્યામાં થયેલ મંત્રલેખનનું પ્રતિકાત્મક વિસર્જન ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની સંકલ્પભૂમિ ચાણોદ-કરનાળી ખાતે નર્મદા નદીમાં કરવામાં આવ્યું. આ પ્રસંગે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા ગુરુકુલના તમામ સંતો ઉપસ્થિત રહ્યા હતા. આ સંકલ્પસિદ્ધ ભૂમિમાં મંત્ર વિસર્જન કર્યા બાદ અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં ઉજવાયેલા સદ્‌ગુરુ વંદના મહોત્સવની પાવન સ્મૃતિ સૌના હૃદયમાં અખંડ રહે તેવા મંગલ હેતુથી સમસ્ત ગુરુકુલ પરિવારના સંતો-ભક્તોએ દરરોજ વિશેષ ૧૦૮ મહામંત્રનું લેખન, ૧૦૮ નામજપ કરવા તથા ગુણાતીત પરંપરાના મહાન સંતોના જીવનનું 'સદ્‌ગુરુ ગાથા'ના માધ્યમથી નિત્ય પઠન કરવાનાના નિયમ ગ્રહણ કર્યા છે.

##  પ્રજાસત્તાક દિન ઉજવણી

તારીખ ૨૬, જાન્યુઆરીના રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠામ્ ખાતે ભવ્ય પ્રજાસત્તાક પર્વની ઉજવણી કરવામાં આવી. આજ રોજ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર તથા દિવ્યપથ ઈન્ટરનેશનલ સ્કુલના વિદ્યાર્થીઓ પણ ઉપસ્થિત રહ્યા હતા. વિદ્યાર્થીઓએ વિવિધ દેશભક્તિના નૃત્યો તથા યોગાસનો રજુ કરી પોતાની કળાનું દર્શન કરાવ્યું હતું. આજ રોજ અમદાવાદમાં નિવાસ કરતા દેશની રક્ષા કરતા શહીદ થયેલા જવાનોના પરિવારોનું વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું ત્યારે સહુની આંખો ભીની થઇ ગઇ હતી. પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ આ પરિવારોની દીકરીઓને મહાનુંભાવોના હસ્તે વિદ્યાસહાય અર્પણ કરાવી હતી. આ પર્વમાં પ્રસિદ્ધ હાસ્ય કલાકાર શાહબુદ્દીનભાઇ રાઠોડ, સમાજના અગ્રણી નરહરિભાઇ અમિન, જયદેવભાઇ સોનાગરા વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા.

##  સ્વયંસેવક સ્નેહમિલન સભા

દિગંતની ચોદિશામાં સહજાનંદસ્વામીના દિવ્ય સંદેશાઓની દિવ્ય સુગંધ પ્રસરાવનારા સદ્‍ગુરુ વંદના મહોત્સવના સમાપન બાદ વિવિધ વિસ્તારોમાં સ્વયંસેવકોની સભાનુ મંગલ આયોજન કરવામાં આવ્યું.

રાજકોટ, બાપુનગર, અમદાવાદ, સુરત, દ્રોણેશ્વર વગેરે વિસ્તારોમાં યોજાયેલી સ્નેહમિલન સભામાં પ.પૂ.ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ મહોત્સવના મંગલ પ્રંસગોની પુનઃસ્મૃતિ કરાવીને સેવા કરનારા ભાવિકોને મંગલ આશીર્વાદ પાઠવ્યા હતા.

જાણીતા સમાજ સેવક તથા હિન્દુ કાઉન્સિલ અમેરિકાના પ્રમુખ શ્રી મુળજીભાઇ એલ. પીન્ડોરીયાના સેવાકાર્યોથી પ્રભાવિત થઇ આંતરરાષ્ટ્રીય સહયોગ ન્યાસ સંસ્થા, ન્યુ દીલ્હી દ્વારા ૭ માં **ભારતવંશી ગૌરવ એવોર્ડથી** શ્રી મુળજીભાઇનું બહુમાન કરવામાં આવ્યું હતુ. આ સમારોહમાં શ્રી અરુણ જેટલી શ્રી ડોનાલ્ડ રમોતર વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે તેઓશ્રી એસજીવીપીની મુલાકાતે પધારતા પૂજ્ય સ્વામીજીએ તેઓશ્રીને શુભાશીર્વાદ પાઠવ્યા હતા. તેઓશ્રીની સાથે કચ્છી લેવા પટેલ સમાજના અગ્રણીઓ શ્રી આર. આર. પટેલ, શ્રી આર. એસ. પટેલ, શ્રી પ્રેમજીભાઇ વગેરે મહાનુભાવો પણ ઉપસ્થિત રહ્યા હતા.

## ગુરુકુલ ગૌરવ

મેથાણ નિવાસી, ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી ભાઈલાલભાઈ જગજીવનભાઈ પટેલ હાલ મહુવા ખાતે ડી.વાય.એસ.પી. નો હોદો સંભાળી રહ્યા છે. તેમના પ્રસંશનીય કાર્ય બદલ તેઓશ્રીને માનનીય રાષ્ટ્રપતિશ્રી દ્વારા પોલીસ ચંદ્રક એનાયત કરવામાં આવ્યો છે. આ સિદ્ધિ પ્રાપ્ત કરી તેઓશ્રીએ ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. આ પ્રસંગે તેઓશ્રી અમદાવાદ ગુરુકુલમાં દર્શને આવતા પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ ભાઈલાલભાઈનું સન્માન કરી રુડા આશીર્વાદ પાઠવ્યા હતા.

## યુરોલોજીકલ કેમ્પ, રાજકોટ

પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના માર્ગદર્શન અનુસાર રાજકોટ સ્થિત સુપ્રસિદ્ધ 'બી.ટી.સવાણી કિડની હોસ્પિટલ' મુકામે તા.૨ ફેબ્રુઆરીના રોજ યુરોલોજીકલ કેમ્પનું આયોજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, ગુજરાત વિધાનસભાના અધ્યક્ષ શ્રી વજુભાઈ વાળા, બી.ટી. સવાણી હોસ્પિટલના ચેરમેન ડૉ. શ્રી પ્રદીપભાઈ કણસાગરા, ડૉ. ઘનશ્યામભાઈ જાગાણી, શ્રી મધુભાઈ દોંગા, ડૉ. ભટ્ટ સાહેબ તથા અનેક નિષ્ણાંત ડૉક્ટર મિત્રો આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા. આજ રોજ યોજાએલા આ કેમ્પમાં પથરી, પ્રોસ્ટેટ તથા કિડનીને લગતા વિવિધ પ્રકારના રોગથી પીડાતા ૩૯૨ દર્દીઓનું વિનામૂલ્યે નિદાન કરવામાં આવ્યું હતું. જેમાંથી ૧૦૨ દર્દીઓની વિનામૂલ્યે ઓપરેશન માટે પસંદગી કરવામાં આવી હતી. આ કેમ્પનું આયોજન બી.ટી. સવાણી હોસ્પીટલના સહકારથી એસજીવીપી દ્વારા કરવામાં આવ્યું હતું.

## શ્રદ્ધા સુમન

### પ.પૂ. સદ્‌ગુરુ શ્રી અક્ષરજીવનદાસજી સ્વામી હરિયાળા ગુરુકુલ

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ હરિયાળાના સંસ્થાપક અને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના શિષ્ય શ્રી અક્ષરજીવનદાસજી સ્વામી તારીખ ૨૪ જાન્યુઆરીના રોજ અક્ષરવાસી થયા છે. પૂજ્ય અક્ષરજીવનદાસજી સ્વામીનું સાધુતાભર્યુ જીવન અને ભજનપરાયણતાને લીધે સત્સંગમાં જાણીતા થયા હતા. પૂજ્ય અક્ષરજીવનદાસજી સ્વામી હરિયાળા ગુરુકુલમાં ગરીબ તથા નબળા વિદ્યાર્થીઓને પ્રથમ પ્રવેશ આપી તે વિદ્યાર્થીઓનું જીવન ઘડતર કરતા. ભગવાન શ્રીહરિ અને સંતોમાં હેત વાળા પૂજ્ય સ્વામી સહુ સાથે હેત અને પ્રેમથી વર્તન કરતા. તેઓશ્રીના અક્ષરવાસથી સમગ્ર સત્સંગને ખૂબ જ મોટી ખોટ પડી છે. પૂજ્ય ભક્તિજીવનદાસજી સ્વામી તથા હરિયાળા ગુરુકુલના તમામ સંતો તથા ભક્તજનોને શ્રીહરિ ધીરજ આપે તથા પૂજ્ય અક્ષરજીવનદાસજી સ્વામીને મહારાજ પોતાના ચરણોની સેવામાં રાખે તેવી પ્રાર્થના.

### શ્રી જેઠાભાઇ રામજીભાઇ સરધારા

ગામ નોંઘણચોરા નિવાસી શ્રી જેઠાભાઈ રામજીભાઈ સરધારા ૭૫ વર્ષની ઉમરે અક્ષરવાસી થયા છે. ભગવાન શ્રી સ્વામિનારાયણના ઉત્તમ ભક્ત શ્રી જેઠાભાઈ પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય પુરાણી સ્વામી તથા પૂજ્ય જોગીસ્વામીના કૃપાપાત્ર હતા. તેઓશ્રીએ પોતાનું આખુ જીવન સત્સંગ પ્રવર્તન, કથાવાર્તા તથા સત્સંગમાં વિતાવ્યું. તેઓશ્રી ઉત્તમચરણદાસજી સ્વામી- પંચાળા તથા નિર્ગુણજીવનદાસજી સ્વામી- જેતપુર વગેરે સંતોના પણ કૃપાપાત્ર હતા. તેઓશ્રીના સુપુત્રો શ્રી ઓધવજીભાઈ તથા શ્રી હરેશભાઈ વગેરે પરિવારજનોને ભગવાન શ્રીહરિ ધીરજ અર્પે તથા જેઠાભાઈને પોતાની મૂર્તિનું સુખ આપે તેવી પ્રાર્થના.

### શ્રી નારાયણભાઇ કાનજીભાઇ પટેલ, વિસતપુરા

ગામ વિસતપુરા નિવાસી પ. ભ. શ્રી નારાયણભાઈ કાનજીભાઈ પટેલ તા. ૧૮ જાન્યુઆરીના રોજ પ્રભુસ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. તેઓશ્રીને ગુરુકુલ તથા ગુરુકુલના સંતો સાથે અપાર હેત હતું. શ્રી નારાયણભાઈને ભગવાન શ્રીહરિ પોતાનું સુખ આપે તથા શ્રી ભરતભાઈ, હેત કુમાર વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

### શ્રી દેવશીભાઇ પાંચાભાઇ દોંગા

ગામ દેરડી(કુંભાજી) નિવાસી શ્રી દેવશીભાઈ ૯૩ વર્ષની ઉમરે તા. ૭ ફેબ્રુઆરીના રોજ અક્ષરવાસી થયા છે. ભગવાન શ્રી સ્વામિનારાયણના ઉત્તમભક્ત શ્રી દેવશીભાઈ પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય પુરાણી સ્વામી તથા પૂજ્ય જોગીસ્વામી વગેરે સંતોના કૃપાપાત્ર હતા. તેઓશ્રીનું આખુ કુંટુબ સત્સંગના રંગે રંગાયેલું તથા સંતોનું કૃપાપાત્ર છે. શ્રી દેવશીભાઈએ વર્ષો પહેલા સંપૂર્ણ નિવૃત્તિ લઈ ભગવાનની ભક્તિમાં મન પરોવી દીધુ હતું. તેઓશ્રીના સુપુત્ર મધુભાઈ આજે ગુરુકુલના ટ્રસ્ટી તરીકે સેવા આપી સંતોનો રાજીપો મેળવી રહ્યા છે. દેવશીભાઈના જવાથી દોંગા પરિવાર તથા ગુરુકુલ પરિવારને ખૂબ જ મોટી ખોટ પડી છે. તેઓશ્રીના સુપુત્રો શ્રી મધુભાઈ, શ્રી હિમંતભાઈ, અરુણભાઈ, મહેન્દ્રભાઈ, દિનેશભાઈ, નિતિનભાઈ વગેરે પરિવારજનોને ભગવાન શ્રીહરિ ધીરજ અર્પે તથા દેવશીભાઈને પોતાની મૂર્તિનું સુખ આપે તેવી પ્રાર્થના.

# સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી હોસ્પિટલ-ગોંડલ રોડ,રાજકોટ

ગુરુદેવ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી દ્વારા ભગવાન શ્રી સ્વામિનારાયણના સર્વજીવહિતાવહ સંદેશાઓને મૂર્તસ્વરુપ આપવા માટે અનેકવિધ સેવા યજ્ઞોનો આરંભ થયેલો. આ સેવા કાર્યોના વિસ્તારના ભાગ રુપે પરમ પૂજ્ય સદ્‌ગુરુ શ્રી દેવકૃષ્ણદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણાથી સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી હોસ્પિટલ સાકાર બની છે.

આ હોસ્પીટલ સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામી હોસ્પીટલ ટ્રસ્ટ દ્વારા સંચાલિત છે. જેમા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ રાજકોટ તથા સર્વજીવહિતાવહ ટ્રસ્ટ આ બન્ને ટ્રસ્ટના ટ્રસ્ટીઓ સામેલ છે. આ હોસ્પીટલમાં હજારો ગરીબ દર્દીઓ એલોપથી, ફીજીયોથેરાપી, રેડીયોલોજી, પેથોલોજી, નેત્ર ચિકિત્સા વગેરે અનેક વિભાગોમાં નિષ્ણાંત ડોકટરોની નિઃશુલ્ક અથવા તો રાહત ભાવે સેવા પ્રાપ્ત કરી રહ્યા છે. આ હોસ્પીટલ દ્વારા અવારનવાર વિવિધ રોગોના કેમ્પો યોજવામાં આવે છે તથા નિશુઃલ્ક નિદાન તેમજ સારવાર પુરી પાડવામાં આવે છે. વર્ષ ૨૦૧૨ માં આ હોસ્પીટલ દ્વારા થયેલ સેવાકાર્યોનો સંક્ષિપ્ત અહેવાલ.

| ક્રમ | કેમ્પ સંખ્યા | નામ | દર્દીઓની સંખ્યા |
|---|---|---|---|
| 1 | 36 | સર્વરોગ નિદાન સારવાર | 35990 |
| 2 | 377 | નેત્રરોગ નિદાન સારવાર | 143366 |
| 3 | 377 | નેત્રરોગ નિઃશુલ્ક ઓપરેશન | 8147 |
| 4 | 377 | નેત્રરોગ નિઃશુલ્ક ચશ્મા | 34772 |
| 5 | 70 | દંતરોગ નિદાન સારવાર | 18704 |
| 6 | 36 | ડાયાબીટીસ નિદાન સારવાર | 4251 |
| 7 | 13 | હૃદયરોગ | 2961 |
| 8 | 23 | ચામડીના રોગ | 3822 |
| 9 | 10 | હરસ મસા નિદાન સારવાર | 601 |
| 10 | 10 | હોમિયાપેથીક નિદાન સારવાર | 940 |
| 11 | 5 | ન્યુરોલોજીકલ નિદાન સારવાર | 783 |
| 12 | 5 | કાન,નાક,ગળાના | 454 |
| 13 | 11 | ઓર્થોપેડીક | 1548 |
| 14 | 26 | આયુર્વેદ | 6935 |
| 15 | 12 | કમળારસીકરણ | 11350 |
| 16 | 1 | થેલેસેમીયા | 93 |
| 17 | 1 | કેન્સર | 78 |
| 18 | 1 | કીડની | 186 |
| 19 | 18 | બાળરોગ | 7129 |
| 20 | 2 | સ્ત્રીરોગ | 68 |
| 21 | 3 | પેટ આંતરડાના | 215 |
| 22 | 2 | ક્ષયરોગ | 458 |
| 23 | 5 | પોલીયો | 3875 |
| 24 | 1 | જનરલ સર્જરી | 15 |
| 25 | 1 | ફીજીયોથેરાપી | 45 |

## પ.ભ. શ્રી પરબતભાઇ કાનજીભાઇ હીરાણી

ગામ ભારાસર નિવાસી પ.ભ. શ્રી પરબતભાઈ કાનજીભાઈ હીરાણી ૭૮ વર્ષની ઉંમરે તારીખ ૧૭ ફેબ્રુઆરીના રોજ અક્ષરવાસી થયા છે. શ્રી પરબતભાઈ ભગવાન સ્વામિનારાયણના ઉત્તમ ભક્ત તથા સેવાભાવી ભક્તરાજ હતા. તેઓ વર્ષો સુધી અબજીબાપાની છતેડીના ટ્રસ્ટી તરીકે રહ્યા હતા. સદ્‌ગુરુ મુનિસ્વામી-પાટડી તથા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ, પૂજ્ય પુરાણી સ્વામી તથા પૂજ્ય જોગી સ્વામીના કૃપાપાત્ર હતા. બન્ને ગાદી તથા પુરાએ સત્સંગનો તેઓશ્રીના ઉપર ખૂબ જ રાજીપો રહ્યો હતો. તેઓ સમસ્ત સત્સંગના આધાર સ્તંભ હતા. તેઓશ્રીના અક્ષરવાસથી હીરાણી પરિવાર તથા સમસ્ત સત્સંગને ભારે ખોટ પડી છે. તેઓશ્રીના ભાઈઓ શ્રી વેલજીભાઈ, શ્રી રામજીભાઈ, શ્રી ખીમજીભાઈ, સુપુત્ર શ્રી દેવશીભાઈ તથા શ્રી જયેશભાઈ વગેરે પરિવારજનોને ભગવાન શ્રીહરિ ધીરજ અર્પે તથા શ્રી પરબતભાઈને પોતાની મૂર્તિના સુખે સખીયા કરે તેવી પ્રાર્થના.

**૮ માર્ચ, શુક્રવાર** — વિજયા એકાદશી- રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ)

**૧૦ માર્ચ, રવિવાર** — મહાશિવરાત્રી - રાજોપચાર પૂજન, સાંજે ૫:૦૦ કલાકે શિવ સંકીર્તન સાંજે ૭:૦૦ કલાકે (અમદાવાદ ગુરુકુલ)

**૨૧ માર્ચ, ગુરુવાર** — શ્રીહરિ જયંતી - નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ)

**૨૩ માર્ચ, શુક્રવાર** — આમલકી એકાદશી- રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ)

**૨૭ માર્ચ, બુધવાર** — પુષ્પદોલોત્સવ - સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં ધામધૂમથી પુષ્પદોલોત્સવ ઉજવવામાં આવશે, સાંજે ૪:૦૦ કલાકે (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ)

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) - અમદાવાદ આયોજીત

અલૌકિક આનંદની અનુભૂતિ એટલે...

# સત્સંગ સાધના શિબિર-ઋષિકેશ

ભગવદ્ પ્રેમી ભક્તજનો,

જય શ્રી સ્વામિનારાયણ સાથ જણાવવાનું કે, અનંત જીવાત્માઓને ભગવદ્ભાવની પ્રાપ્તિ કરાવવા માટે પધારેલા ભગવાન શ્રી સ્વામિનારાયણના દિવ્ય સિદ્ધાંતોને પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ ગંગાજીના પવિત્ર કિનારે સત્સંગ સાધના શિબિર દ્વારા પોતાના શિષ્યવૃંદને સવિશેષ સમજાવીને અલૌકિક દિવ્યતાના પંથે દોર્યા.

આ અલૌકિક માર્ગે સમસ્ત ગુરુકુલ પરિવાર સદાય આગળ વધતો રહે તેવી મંગલ ભાવનાથી પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના મંગલ સાનિધ્યમાં તા.૭/૧૧/૧૩, ગુરુવાર, લાભપંચમીથી તા.૧૩/૧૧/૧૩, પ્રબોધિની એકાદશી, બુધવાર દરમ્યાન પરમાર્થ નિકેતન આશ્રમ, ઋષિકેશ મુકામે સપ્ત દિનાત્મક 'સત્સંગ સાધના શિબિર' રાખવામાં આવેલ છે.

આ પાવન પ્રસંગે પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પૂજ્ય સદ્ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સંતો દ્વારા અધ્યાત્મના અમૃતનું પાન કરાવવામાં આવશે.

ભગવદ્ ધ્યાન-ભજન, કથાવાર્તા, સંકીર્તન, અભિષેક દર્શન, ગંગા આરતી દર્શન, ગંગા સ્નાન વગેરે દ્વારા અલૌકિક આનંદની અનુભૂતિ કરવા આપ સૌને સત્સંગ સાધના શિબિર - ઋષિકેશમાં પધારવા હાર્દિક નિમંત્રણ પાઠવીએ છીએ.

- આ શિબિરમાં જોડાવા ઈચ્છતા ભક્તજનોએ શિબિરાર્થી તરીકેનું ફોર્મ ભરવું જરૂરી છે.
- શિબિર માટેના ફોર્મ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ - છારોડી તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ મુકામે પ્રાપ્ત થશે.

**શિબિર સ્થળ : પરમાર્થ નિકેતન આશ્રમ, ઋષિકેશ, ઉત્તરાખંડ - ૨૪૯૩૦૪**